પં. બ્રુજમોહનલાલ મિશ્રનું બનાવેલું.

# મનોકામના સિદ્ધિ.

અને

# મહા મૃત્યુ પરીક્ષા.

અનુવાદકઃ-


ભીખાભાઈ પુરૂષોત્તમ વ્યાસ—ગોધરા.



પ્રકાશકઃ-

બાબુ બેનીરામ પબ્લીશર અલિગઢ, સિટી.

પ્રત ૧૦૦૦

પ્રથમાવૃત્તિ ]  સર્વ હક્ક સ્વાધિન.  [ સંવત ૧૯૮૦

મૂલ્યઃ-રૂપિયો એક.

Vivekanand Pr. Press, Ahmedabad.

# પ્રસ્તાવના



---

મનોકામના સિદ્ધી અને મૃત્યુના દીવસ બે અથવા ત્રણ ચાર માસ અગાઉ સમજી લેવાની ઈચ્છા જગતમા કોને ન હોય ? બધા પ્રાણીયો મનગમતું મેળવવા ફાફા મારે છે. પરંતુ તેને માટે યોગ્ય યત્ન અને ક્રિયા કોઈ કરતું નથી. કેટલાકો દુઃખ પડતા ઈશ્વરને દોષિત ઠરાવે છે. પણ તે પોતાની ભુલનુ પરિણામ છે એ અજ્ઞાનને લીધે સમજતા નથી, ભાગ્ય વશાત્ ભારતવાસીઓએ શિષ્ટાચારને શાસ્ત્રના નિમેયાનો ભંગ કર્યો ને તેથી તેમને સહેવું પડે છે આ પુસ્તકમા એવી ક્રિયાઓ અને નિયમો આપેલા છે કે જેથી તે વાંચીને લોકો આચારમા ઉતારે તો ઘણો લાભ થાય ને મનોકામના સિદ્ધી સફળ થાય. અને મૃત્યુના દીવસ અગાઉ જાણી શકાય છે. મનોકામના સિદ્ધી સારાને માટે કરે તોજ તે સફળ થશે દુર્વાસના માટે સફળ કદાપિ થવાની નથી.

લિ૦ ભવદીય

વૃજમોહનલાલ મિશ્ર.

---

॥ ૐ ॥

# મહા મનોકામના સિદ્ધિ.

" કૈલાસ શિખરે રમ્યે ગૌરી પ્રતિક્ષ શંકરં ।
મનકામના ઉચ્ચરતે વાણીં સુધમયાધરઃ ॥ "

એક વખત કૈલાસ પર્વત પર ચામડાના આસન પર બેસી શ્રી શંકર ભગવાન, પાર્વતી દેવીને મનકામનાનો સિદ્ધાંત અમૃત વાણી વડે કરીને સમજાવતા હતા

પ્રિયે ! સંસારમા જેટલી વસ્તુ છે તે બધી જીવો મનવાન્છિત-પણે મેળવી શકે છે.

પાર્વતી આશ્ચર્ય પામી કહેવા લાગ્યા કે —

" કિવા કિવા મહાદેવ મન કામના સિદ્ધતિ. "

હે મહાદેવ પ્રભુ ! કેવા ચૈતન્ય જીવ વાળાઓ મનકામના સિદ્ધ કરી શકે છે

મહાદેવો વાચ:

" સ્વરઃ જ્ઞાન, સ્વરશાસ્ત્ર અભ્યાનેસ પંડિતા "

હે પ્રિયે ! જે સ્વર જ્ઞાન અથવા સ્વરશાસ્ત્રનું બારીકાઇથી અવલોકન કરે તે પંડિત છે અને મનવાન્છિત ફળ પ્રાપ્ત કરી શકે છે.

" ક્રિવા મહેશ્વર શાસ્ત્રાશા ગવરી ઉચ્ચારણીમ્ ॥

ગૌરી બોલ્યા કે મહારાજ ! સ્વરશાસ્ત્ર કેવુ છે ? મહાદેવ બોલ્યા કે—હે ચંદ્રમુખી ! પ્રત્યેક જીવધારીઓના નાકમાથી જે શ્વાસ નીકળે છે, તે સ્વરજ્ઞાન અથવા પંડિતોએ તેને શુભાશુભ જ્ઞાનથી વધારીને સ્વરશાસ્ત્ર કહેલુ છે અને તે સ્વરોદય અપાન, સમાન, પ્રાણુ, ઉપાન, વ્યાન, નાગકૂર્મ, ધનજય. દેવદત્ત, કૂકર, મળી દશ પ્રકારના છે જેમા અપાન, શમાન, પ્રાણુ, ઉપાન, વ્યાન એ પાચ મુખ્ય છે. માણસનુ જીવન જન્મથી મરણુ પર્યંત આ પાચ સ્વરોથી ટકી રહે છે અને મહર્ષિઓએ તો આ સ્વરો વડે મનકામના સિદ્ધી થાય છે એવો સિદ્ધાત શોધી કહાડયો છે. પ્રત્યેક જીવધારી–પ્રાણીઓના નાકના છિદ્રોમાથી આ સ્વરોદ્વારા વાયુનુ આવવુ જવુ થાય છે. પરંતુ નાકના બન્ને છિદ્રોમાથી સ્વાસ સરખો નીકળતો નથી

જો ડાબા નાકથી પ્રથમ વધારે શ્વાસ નીકળશે, તો જમણાથી થોડો નીકળશે એમ આ બન્ને છિદ્રોમા કુદરતી એવો નિયમ છે કે જો જમણા નાકથી પ્રથમ જોસબંધ સ્વર ચાલે તો એક કલાક પછી ડાબા નાકથી જોસબંધ સ્વર ચાલવા લાગશે આ પ્રમાણે કલાકે શ્વાસનું વધવુ ઘટવુ અને તેની બારીકાઇથી તપાસ કરવી તેપર મનકામના સિદ્ધીનો તો આધાર છે

જો નાકના ડાબા છિદ્રનો સ્વર પ્રબળ હોય તો ક્યા ક્યા કામ સિદ્ધ થશે ?

સર્વ અચળ કાર્યો સિદ્ધ થાય છે, જેવા કે કૂવો બનાવરાવવો. વનો પાયો નાખવો, તળાવ ખોદાવવુ, કપડા ખરીદવા, દાગીના ખરીદવા, ઘરમા પગ મૂકવો, રાજમહેલમા જવુ વગેરે

વિદ્યારંભ, દેવાલય બનાવવું, યાત્રા કરવી, પરદેશ જવું, વ્યાપાર કરવો, ખેતરમાં બીજ વાવવાં, આ બધા કામો પણ ડાબા નાકના સ્વરથી ફળદાયક નીવડે છે.

### ડાબા નાકના સ્વરથી યાત્રા કરવી પડે.

તો પ્રથમ ડાબા પગને ચાલતી વખતે પૃથ્વી પર પછાડતા પછાડતા ઘરની બહાર નીકળવું, પરંતુ પૂર્વ અને ઉત્તર દિશામા જવું નહિ કેમકે પૂર્વ અને ઉત્તરનો સ્વામી ચંદ્ર છે જો વ્યાપારના કામ માટે પરદેશ જવુ થાય તો ચંદ્રમાને સામે રાખી યાત્રા કરે તેમા સફળતા મળે છે.

### ડાબા નાકના સ્વરેથી શત્રુ મળે.

તો આપણે દક્ષિણ બાજુ ઉભા રહી તેને ડાબી બાજુએ રાખી વિવાદ કે ચર્ચા કરે તો અવશ્ય જીત થાય છે રાજદ્વારમા ડાબા સ્વરે જવું થાય તો ઘેરથી નીકળતા ડાબો પગ પહેલો ઉપાડી ચાલવુ અને દરબારમા પહોંચ્યા બાદ જમણી બાજુએ રહી વાતચીત કરશો તો અવશ્ય જય પ્રાપ્ત થશે. *

કોઈ અપ્રસન્ન માણસને ખૂશ કરવો હોય, અને ડાબી બાજુનો સ્વર ચાલતો હોય તો ઘરમાથી નીકળતા ડાબા પગને ચાર વખત ઉપાડી પૃથ્વી પર પછાડો પછી આગળ ચાલતા ડાબો પગ ઉપાડીને ચાલો. અપ્રસન્ન માણસની પાસે જઈ તેની જમણી બાજુએ બેસી વાતચીત કરો જો સામે બેસવાનો અવસર પ્રાપ્ત થાય તો એવી રીતે બેસો કે તેનુ મો આપણા મોઢાથી ડાબી બાજુએ રહે અર્થાત ડાબા નાકનો સ્વર બરાબર તેના મોંના ડાબા ભાગપર જઈ અથડાય, આમ બેસવાથી તે અવશ્ય પ્રસન્ન થશે ને ક્રોધભૂલી જશે.

## કેવાં કામો ડાબા નાકના સ્વર ચાલતાં ન કરવાં.

એવા કામો ન કરવા કે-યંત્રો બનાવવા, ગાતા શીખવું ધટ કે ચૂનાની ભઠ્ઠી પકવવી, તરવાર પકડવી, વીરમંત્ર સીદ્ધ કરવો, જુગાર રમવો નહાવુ, દરીયાની મુસાફરીમા જવુ, નદીમા તરવું, હાથી ઘોડા પર સ્વારી કરવી, યુદ્ધ કરવું, પશુ વેચવા, સ્ત્રી પ્રસંગ કરવો એવાં કામો ત્યાજ્ય છે.

## ડાબા નાકના સ્વરમાં વશ કરવું.

જો ક્રોધીષ્ટને વશ કરવો હોય તો ડાબા નાકના સ્વરના ચાલતાં તેની સાથે વાતચીત કરતા હમેશ ડાબા સ્વરમા તેને આપણી ડાબી બાજુએ રાખો, થોડા દહાડામા તે વશ થઇ જશે

## ડાબા સ્વરમાં મંત્ર સિદ્ધિ.

જો તમારે મંત્ર સિદ્ધી કરવી હોય તો મંત્રના દરેક અક્ષરનો ડાબા સ્વરથી ઉચ્ચારો તો સિદ્ધી થશે પરંતુ દિવસ અને નક્ષત્રના વિચાર કરવો જોઇશે. જો દિવસ અને નક્ષત્ર પ્રતિકૂળ હશે તે સિદ્ધ થવામા સંદેહ છે.

## ડાબા સ્વરમાં ધર્મ કાર્ય.

જલદાન, દેવ દર્શન, સાધુ દર્શન, યજ્ઞ, હવન વિવાદગુરૂ પાસે દીક્ષા લેવી વગેરે.

## ડાબા સ્વરમાં સ્ત્રી સમાગમ.

જે દિવશે સ્ત્રી રજોધર્મથી સ્નાન કરી પવિત્ર થાય તે દિવસે અર્ધ રાત્રીએ જો ડાબો સ્વર ચાલતો હોય તો પ્રથમ પથારીપર ડાબો પગ મુકી સુઇ જવું, ત્યાર બાદ સ્ત્રીનો ડાબો પગ પહેલો પથારી

પર રખાવવો અને સુવાડવી પછી રમણ કરવાથી તો જરૂર સંતાનો ત્પન્ન થશે. ધ્યાન રાખવુ કે રજો ધર્મના દિવસે સ્નાન પછી શ્રંગાર પહેરી સ્ત્રીએ કંઈ કંઈ મિષ્ટાન, ખટાઈવાળી વસ્તુઓ ખાવી જોઈએ અને પુરૂષે જરાપણ ખટાઈ ખાવી નહિ. એમ કરવાથી સતાન બળવાન થાય છે

## જમણા નાકથી શ્વાસ ચાલતા વખતનાં કંપાના કાર્યો

પથારીમાથા ઉઠતા નાકે આગળી લગાડી એ જોવુ, કે કયો સ્વર ચાલી રહ્યો છે જો ડાબા હાથના નાકનો સ્વર પ્રબળ હોય તો ડાબા નાકનો સ્વર જાણવો અને જમણા હાથ તરફનો શ્વાસ પ્રબળ હોય તો જમણા નાકનો સ્વર જાણવો હવે આપણે જમણા નાકના સ્વરનો વિચાર કરીયે ને જેથી થતી મનકામનાસિધ્ધી તપાસીયે. જો જમણા નાકનો સ્વર ચાલતો હોય અને યાત્રા કરવી હોય તો પ્રથમ આગળ ચાલનાર પગને ઉપાડી જમીનપર ચાર વખત પછાડવો મન કામના સિદ્ધી પૂર્ણ થશે. પરતું એ યાદ રાખવું કે જમણા સ્વરમા જો સૂર્ય દક્ષિણ કે પશ્ચિમ તરફ હોય તો યાત્રામા કદાપિ જવું નહિ, કેમકે પશ્ચિમ અને દક્ષિણનો સ્વામી સૂર્ય છે. જો એવોજ સજોગ હોય કે યાત્રા કર્યા વિના ચાલે તેમ નથી અને મગળ, બુધ, સોમ કે રવિવાર હોય તો આઠ વખત આગળ ઉપડનાર પગને જમીનપર પછાડવો અને જો શુક્ર, શનિ કે ગુરૂવાર હોય તો અગિઆર વખત જમીનપર પગ પછાડવો, તો અવશ્ય કાર્ય સિદ્ધી થશે.

જમણો સ્વર ચાલતો હોય અને લડાઈના મેદાનમા જવું હોય તો પ્રથમ વાર, તીથિનો વિચાર કરવો ને તે પછી જવું.

શુક્લ પક્ષની બીજ, ત્રીજ, નોમ, તેરશ, સોમ, મંગળ, ગુરૂ, શુક્ર શુભ છે. એ દિવસો જોઇ સવારે પથારીમાંથી ઉઠી નાકપર આંગળી મૂકી જોવું કે સ્વર કયો ચાલે છે? જો જમણા નાકનો સ્વર ચાલતો હોય તો ચાલતી વખતે પણ તે સ્વરમાં જે પગ પહેલો ઉપાડો તો ડાબોજ ઉપાડો અને જમીનપર ત્રણ વખત પછાડી જો આગળ વધશો તો અવશ્ય વિજય મળશે.

આપણે આગળ વિચાર્યું કે નાકના પ્રત્યેક છિદ્રમાંથી એક કલાક શ્વાસ પ્રબળ ચાલે છે. અને એક કલાક નબળો ત્યાર પછી બીજાથી પહેલો ધીમો ચાલશે પરંતુ કોઇ કોઇ વખતે એમ પણ બને છે કે બન્ને છિદ્રથી વખતે એમ પણ બને છે કે બન્ને છિદ્રથી એક સરખો શ્વાસ ચાલે છે એ સ્વરને સુષુમ્ના સ્વર કહે છે.

કોઇ કોઇ જગાએ ડાબા સ્વરને સૂર્ય સ્વર અથવા પિંગળા પણ કહે છે, અને જમણા સ્વરને જમણો સ્વર કે ચંદ્ર સ્વર કે ઇડા સ્વર પણ કહે છે;

દરેક માસના બે પક્ષ છે શુક્લ અને કૃષ્ણ. માસ શરૂ થતાં શુક્લ પક્ષ અને પછી કૃષ્ણ પક્ષ આવે છે, તે અમાસ સુધી ચાલે છે.

કૃષ્ણ પક્ષનો પડવો, બીજ, ત્રીજ, સાતમ, આઠમ નોમ, તેરશ, ચૌદશ, અમાસ એ નવ તીથીઓમાં પ્રત્યેક રોગ વગરના માણસનો પ્રાત:કાળ સુર્યોદયનો સમયે એક કલાક જમણી તરફનો સ્વર ચાલશે ત્યાર પછી ડાબી બાજુનો આમ દિવસે છ કલાક ડાબાને છ કલાક જમણી તરફનો સ્વર ચાલે છે આમ રાત્રે પણ અરસપરસ છ, છ કલાક ડાબા જમણી સ્વર ચાલે છે. પરંતુ આ ક્રમ સૂર્યોદય વખતથી ગણાય છે. સુર્યોદય બાદ એક કલાકે સ્વર બદલાશે અને ડાબા નાકથી

સ્વર ચાલવા લાગશે અને ચોથ, પાંચમ, છઠ, દશમ, અગીઆરશ, બારશે ડાબા નાકથી પ્રથમ સ્વર ચાલવા લાગશે. આ પ્રમાણે શુક્લ પક્ષમા એકમ, બીજ, ત્રીજ, સાતમ, આઠમ, નોમ તેરશ, ચૌદશ પૂર્ણિમાએ સૂર્યોદય વખતથી પ્રથમ ડાબા નાકથી સ્વર ચાલશે, ત્યાર પછી જમણા નાકથી આમ રાત્રી દિવસ એજ ક્રમથી દિવસના અને રાત્રીના બારબાર કલાક સ્વર ચાલે છે અને ચોથ, પાચમ, છઠ, દશમ, અગીઆરશને બારશ એ છ તીથિએ સૂર્યોદય કાળથી પ્રથમ જમણા નાકથી સ્વર ચાલે છે.

જો ઉપરોક્ત ક્રમથી વિરૂદ્ધ શ્વાસ ચાલે તો નુકશાન થવા સંભવ છે પરંતુ વાત, પિત્ત, કફ વગેરેના અંશના વધવાથી વિપરિતતાવથી જાય તો કંઇ હાનિ થશે નહિ. બાકી હાનિકારક છે.

જે તિથિમાં સૂર્યોદય કાળમા જે નાકથી શ્વાસ પહેલો ચાલવો જોઇએ, તેથી ઉલટો એક વખત થોડીવાર ચાલી બદલાઇ જાય તો કંઈ વધુ હાનિ થશે નહિ. પરંતુ વધુ વખત ચાલે તો પ્રથમ કલાકે ક્લેશ, બીજામા ધનહાનિ, ત્રીજામા પરદેશ ગમન કરી ખાલી ભટકવું પડે, ચોથામા મિત્રનો નાશ થાય. પાચમામા લડાઇ ટંટો થાય; છઠ્ઠામાં સર્વ નાશ થાય, સાતમામા રોગ, વ્યાધિ થાય; આઠમામા મૃત્યુ થવાની બીતિ રહે અથવા મૃત્યુ સમાનઘોર અપમાન સહેવુ પડે.

આપણે ઉપર વાચ્યુ કે થોડો વખત માટે બન્ને નાકથી વાયુ સમાન ચાલે છે તેને સુષુમ્ના સ્વર કહે છે. પરંતુ કોઇ કોઈ વખત એક વખત એક છિદ્રથી શ્વાસ પૂરો ચાલે છે અને બીજાથી બિલકુલ બંધ રહે છે; અને કોઇ કોઈ વખત એમ પણ થાય છે કે એક કલાકમા થોડી થોડી વારને માટે બન્ને છિદ્રોથી શ્વાસ નીકળે છે એ બન્નેના લક્ષણ હાનિકારક છે.

## સુષુમ્નાના ઉત્પત્તિ કાળમાં હાનિ.

આથી માણસને અનેક આપત્તિઓ ઉઠાવવી પડે છે સુષુમ્ના શ્વાસ ચાલતા સમયમા કઇ બહાર ન જવું, જવાથી લડાઇ થવાનો, રોગગ્રસ્ત થવાનો ભય રહે છે. જો સુષુમ્ના સ્વર ચાલતો હોય તો કોઇ કંઇ કહી જાય, ઠપકો દે, ગાળો દે તો પણ તે સહન કરી લ્યો. નુકસાનકારક શ્વાસ ચાલે છે માટે સામાને કઇ ન કહો. તેમ નહિ કરો તો સારૂ નહિ થાય. ગામમા પણ સ્નેહી મિત્રોમા આમ તેમ જવાનુ કામ હોય તો પણ જાઓ નહિ કે નવુ કામ શરૂ કરવાની ઇચ્છા પણ ના કરો એકાંતમા બેસી ઇશ્વર સ્તુતિ કરવી લાભદાયક છે. કોઇ પણ કામ કરવુ લાભદાયક નથી. નહિ કામ પુરૂ થશે કે સફળ થશે

## ડાબા સ્વરમાં નીચે લખેલાં કાર્યો વર્જીત છે.

હથીયાર પકડવું, યુદ્ધ કરવુ, ભોજન કરવુ, સ્નાન કરવુ, નામું ઠામુ લખવુ, હાથી ઘોડા પર સ્વારી કરવી, હથિયાર ખરીદવુ, વિદ્યારંભ કરવો, મત્ર સિદ્ધ કરવો, શત્રુના મકાન પર જવુ, કોઇનું દેવું આપવુ, અથવા કોઇનુ દેવુ કરવું, ભૂત પ્રેતાદિક ઉતારવુ એ કામો ત્યાગ કરવા જેવા છે આ સર્વ કાર્ય જમણા સ્વરમા ખાસ કરીને કરવા જોઇએ.

## જમણા સ્વરમાં કયાં કામો વર્જીત છે !

વિવાદ કે લગ્ન કરવુ, દાન લેવુ, જાત્રા કરવી, કપડું ખરીદવું, દાગીના પહેરવા, પુસ્તક લખવું, યોગાભ્યાસ કરવો મિત્રતા કરવી કોઇ પર સ્નેહ કરવો, દવા કરવી, ઔષધિનું સેવન કરવુ; વૈદ્ય કે ડૉકટરને ઘેર બોલાવવો. વિદ્યા લેવી, અનાજ વાવવું મંત્ર શીખવો,

છાપરૂં ઢાંકવું, મકાન બનાવવુ, બાગ, બગીચા, ગુફા, ભોયરૂં બનાવવું, શેઠ સાથે વેર કરવું, ઈત્યાદિ કાર્યો ત્યાગ કરવા જેવા છે આ બધાં કામો ડાબા સ્વરમા કરવાથી લાભકારક છે. જો જમણા શ્વાસમા કરશો તો હાનિ થશે.

૧. જો કોઈ પ્રશ્ન કરનાર દક્ષિણ દિશામાથી આવી ડાબી બાજુએ ઉભો રહી પૂછે અને ડાબો સ્વર બંધ હોય તો તેને કહો કે કામ સફળ નહિ થાય.

૨. જો ડાબી બાજુએથી આવી જમણી બાજુ ઊભો રહી પ્રશ્ન કરે અને જમણો સ્વર બંધ હોય તો કહો કે કામ સિદ્ધ નહિ થાય.

૩. જો શ્વાસ અંદરથી ચાલતો હોય અને કોઈ આવીને પ્રશ્ન કરે તો તેને ખાત્રીથી કહો કે તારૂં કામ સફળ થશે.

૪ જો શ્વાસ બહારથી ચાલતો હોય ને કોઈ આવી પૂછે તો કહો કે કામ સિદ્ધ નહિ થાય. જમણા સ્વરમા ભોજન કરે, અને પાણી પીએ ડાબા સ્વરથી તો ઠીક છે ડાબા સ્વરમા ડાબા પાસે સૂવું ઠીક છે. જો ભોજન ડાબા સ્વરમા કરે અને જમણા સ્વરમા પાણી પીશે તો દશ દિન બાદ અવશ્ય રોગમા સપડાશે.

દક્ષિણ સ્વરમા પૂર્વ અને ઉત્તર બાજુએ યાત્રા કરવાથી સુખ-સંપત્તિ મળે અને સર્વ મનવાંછિત કાર્ય સફળ થશે.

## ( ૨ )

## મહા મનોકામના સિદ્ધિ.

જે પ્રકારે મનોકામના સિદ્ધિનો પ્રયોગ સ્વરો માર્ફત બતાવ્યો તેવીજ રીતે મનોકામના સિદ્ધી થવાનો પ્રયોગ તત્વો માર્ફત પણ થાય છે ભૂમંડળમા પશુ, પક્ષી, જીવજંતુ, વૃક્ષ મનુષ્ય વગેરે જે જીવો છે તે બધા પંચ ધાતુના બનેલા છે. અને તે પાંચ તત્વથીજ પ્રાણીઓનું જીવન છે શરીરમા એકજ તત્વની હયાતિ ન હોય તો પછી બીજાં તત્વો ટકી ન રહેતા પ્રાણીનો પ્રાણ નીકળી જાય છે પંચ તત્વ એટલે આકાશ, પૃથ્વી વાયુ જળ, અને અગ્નિ, પ્રાણી માત્રનુ શરીર આ પાંચ તત્વનું બનેલું છે અને તે શરીરનું રક્ષણ કરે છે નિરાકાર, અમર બ્રહ્મ જીવ આ તત્વોના મધ્યમા રહેલો છે કાયાનગરનો રાજા જીવ છે અને તેના હુકમ પ્રમાણે કામ કરનાર ઇંદ્રિયો છે. જે ઇંદ્રિયો આ પાંચ તત્વની બનેલી છે હાથ, પગ લિંગ, ગુદા અને મુખ એ પાંચ કર્મેન્દ્રિય, નાક, કાન, આંખ, જીભ, અને ચામડી એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે. પ્રાણી આ ઇંદ્રિયો માર્ફત સર્વ કાર્ય કરે છે કર્મેન્દ્રિયથી સંસારના વ્યવહારિક કામો અને જ્ઞાનેંદ્રિયથી જ્ઞાન થાય છે પંચ તત્વોની આ દશે ઇંદ્રિયો આજ્ઞાકારક રહે છે અને તે મનકામના પૂર્ણ કરવામા તૈયાર રહે છે હવે એ પ્રશ્ન થાય છે કે આ તત્વોનો આજ્ઞાકારી છે એવુ શાથી જણાય ? પૃથ્વી તો કાંઇ કામ કરવા જતી નથી. કંઇ જળ, વાયુ કે અગ્નિ કામ કરવા જતા એ તો સ્થિરપણે જ્યાના ત્યાજ રહે છે. તદ્વાવત

એટલેજ કે પાણી તરસ છીપાવે છે અને અગ્નિ ગરમી આપે છે એ તે વળી મન કામના સિદ્ધી કેમ કરી શકે ?

જુઓ. પૃથ્વી તત્વની આકૃતિ ચતુર્ કોણને પીતાંબરી છે. જેનો પ્રભાવ દરેક જીવપર પચાસ પળ (વીસ મિનિટ) સુધી રહે છે અને જળ તત્વની આકૃતિ અર્ધ ચંદ્રકારને શ્વેતાંબરી છે જેનો પ્રભાવ ચાલીસ પળ (સોળ મિનિટ) સુધી પ્રાણીપર રહે છે.

વાયુ તત્વનો આકાર ગોળાકારને સર્વસત છે તેનો પ્રભાવ વીસ પળ ( આઠ મિનિટ ) સુધી રહે છે આકાશનો રંગ નથી. કેમકે તે તો માત્ર સુન્ય છે એની આકૃતિ સમાન છે. તે દશ પળ (ચાર મિનિટ) સુધી એની પ્રભાવ રહે છે. અગ્નિનો આકાર ત્રિકોણી છે, ને રંગ રાતો છે એ ત્રીસ પળ (બાર મિનટ) પ્રભાવ પાડી શકે છે

હવે એ તત્વો ૮ પ્રકારે જાણીતા છે પ્રથમ તો એવી ખાત્રી કરીએ કે જેનું વર્ણન આગળ કરી ગયા નાસિકા છિદ્રો દ્વારા નિત્ય સ્વરોમા ચિન્હોથી ચતુર્થ સ્વરસ્થાનથી, પાંચમુ વર્ણાકૃતદ્વારા, છઠ્ઠો પ્રાણ, સાતમુ જીભદ્વારા, આઠમુ નાકના છીદ્રદ્વારા સ્વરના પ્રમાણથી તત્વોનુ પિછાણ થાય છે પ્રથમ રૂપ પરિક્ષા તો ઉપર કહી ગયા છીએ, હવે સાત પ્રકારની નીચે લખેલી પરિક્ષા થઇ શકે છે,

## નાકનાં છિદ્રોદ્વારા તત્વની ઓળખ.

જો નાકના છિદ્રથી શ્વાસ બરાબર મધ્યમાં ચાલતો હોય તો પૃથ્વી તત્વ જાણો. જો ઉપરના ભાગથી તપાસતા શ્વાસ સ્પર્શ ન કરે તો અગ્નિ તત્વ માનો. જો નીચેના ભાગથી મિશ્રિત ચાલતો હોય તો જળ તત્વ, અને જો જમણી બાજુ ચાલે તો આકાશ

તત્વ, અને જળ તત્વ, આ સુગમ રીતિ છે. બીજી રીતે પણ પરિક્ષા થઇ શકે છે

### જીભ દ્વારા તત્વની ઓળખ.

જીભનો સ્વાદ જો મિઠો હોય તો પૃથ્વી તત્વ જાણો જો કસાયલો સ્વાદ હોય તો જલતત્વ જોણો જો મરચા જેવો તીખો સ્વાદ હોય તો અગ્નિ તત્વ જાણો. જો ખાટો લાગે તો વાયુ તત્વ જાણો અને જો કડવો હોય તો આકાશ તત્વ છે એમ જાણો

### નાકનાં છિદ્રોદ્વારા ગતિ પ્રમાણથી તત્વની ઓળખ.

નાકના છિદ્રોથી જો શ્વાસ બાર આગળ લાબો જતો હોય તો પૃથ્વી તત્વ, આઠ આગળ લાબો ચાલતો હોય તો વાયુ તત્વ, ચાર આગળ જાય તો અગ્નિ તત્વ, સોળ આગળ લાબો જળ તત્વ; અને રાતો રંગ જણાય તો અગ્નિ તત્વ, સફેદ રંગ દેખાય તો જળ તત્વ; પીળો રંગ દેખાય તો પૃથ્વી તત્વ; ભુરો રંગ દેખાય તો આકાશ તત્વ સમજવો ( લંબાઇમા વધઘટ હોય તો આકાશ તત્વ જાણવુ. )

### ત્રીજો ઉપાય.

નાકના છિદ્રમાથી શ્વાસ ચાલતો હોય તે વખતે તેની પાસે દર્પણ રાખો. દર્પણ પર ચતુષ્કોણ દેખાય તો પૃથ્વી તત્વ સમજો. જો ત્રિકોણ દેખાય તો અગ્નિ તત્વ જાણો. જો અર્ધ ચંદ્રકાર દેખાય તો જળતત્વ અને ગોળાકાર દેખાય તો વાયુતત્વ સમજો અને જો બિંદુ દેખાઈ દેલાઇ જાય તો આકાશતત્વ સમજવું.

### પાંડવ કુળમાં ના સહદેવજીનું તત્વદર્શન.

જ્યારે જ્યારે પાંડવોએ કૌરવો સાથે લડાઇ આરંભી હતી ત્યારે

ત્યારે શહદેવના શુકન જોવાપર આધાર રખાયા હતો મહા બાણવારી અર્જુને એ તત્વ વિચારથી કૌરવો સાથે જીત મેળવી શ્રી રામચંદ્ર ભગવાને એ તત્વ વિચારથી રાવણનો પરાજય કર્યો તત્વોથી વિપરીત ચાલતા કૌરવોની હાર થઇ.

મહાભારતમાં લખ્યું છે કે:—

" તત્વે રામોજય પ્રાપ્ત દશકંધર :પરાજય:
કરવા વિરતા સર્વે યુધ્ધે તત્વ વિપર્ય પેઠ"

જો માણસ સ્વર અને તત્વનો પુર્ણ અભ્યાસ કરે તો પ્રત્યેક કાર્યમા મનવાચ્છિત ફળ પ્રાપ્ત કરે છે. ભારતેદુર્ભાગ્ય વશાત્ આ તરફ આખ આડા કાન કર્યા છે તેથીજ તેમની મનોકામના સિદ્ધી થતી નથી. જો કે સિદ્ધી અતિ કઠીન નથી.

પ્રાચીન કાળમા ઋષિઓ પણ આ તત્વ કાળનો વિચાર કરી મૃત્યુને પોતા પાસે આવવા દેતા નહતા, ખરે, તમે એવુ સાંભળ્યુ પણ હશે કે અમુક મહાત્માનુ આયુષ્ય આટલુ વધારે થયું તેનુ કારણુ તે તત્વ જ્ઞાન દર્શી હતા.

હવે આપણે જોઇશુ કે કયા કયા તત્વ કાળમા કયા કયા કામો કરવા જોઇએ અને કયા કામો ન કરવા જોઈએ

---

## સ્થાનદ્વારા તત્વોની પીછાણ

કયુ કયું તત્વ કયા કયા સ્થાનમા રહે છે ? હવે તે તપાસીએ કે તત્વોનું જ્ઞાન સ્થાનથી પણ થાય છે શરીરમાં અગ્નિ તત્વ ક્રધમા

રહે છે, વાયુ તત્વ નાભિમા રહે છે, પૃથ્વી તત્વ જાંઘમાં અને પગમા, અને મસ્તકમા આકાશ તત્વ રહેછે

ઉપર પ્રમાણે ત્રણ પરિક્ષાઓ જોઇ વિશેષની કંઇ જરૂર નથી. તત્વોની તપાસ ત્રણ સુગમ રીતિથી થાય છે એ બીજી ત્રણ પ્રકારની પરિક્ષાની વિસ્તારપુર્વક આલોચન કરીશુ. જેથી તપાસનારને સુગમતીથા ખબર પડે.

## મોહામાં પાણી ભરી તત્વ ઓળખવું.

પહેલા મોહામા પાણી ભરી, તાપમા ઉભા રહી પાણીની પિચકારી મળશે જ્યારે પાણી ઉપરથી નીચે પડશે ત્યારે પાણીમા જુદા જુદા રગો દેખાશે જો પાણીમા પીળો રંગ દેખાય તો પૃથ્વી તત્વ જો રાતો રંગ વધુ દેખાય તો અગ્નિ તત્વ, સફેદ રગ વધુ હોય તો જળ તત્વ વાદળી રગ દેખાય તો વાયુ તત્વ; અને કાળોરંગ નજરે પડે તો આકાશ તત્વનું જોર શરીર પરછે એમ જાણવું.

## બીજો પ્રયોગ.

પ્રથમ સીધા બેસી, બન્ને હાથની પહેલી આગળીથી બન્ને આખો બંધ કરો. પછી અગુઠાથી બન્ને કાનના છિદ્ર દબાવો. ત્યાર પછી તર્જની આગળીથી નાકના બન્ને છિદ્રો બંધ કરો પછી કનિષ્ઠ આગળીઓથી મોઢું બંધ કરો પછી એક ચિત્તથી તત્વોના રગની પરિક્ષા કરો. જે તત્વનો તે સમયે પ્રભાવ હશે તેવો રગ તે વખતે દેખાશે વાદળી રંગ જો દેખાય તો વાયુ તત્વ, પીળો રંગ દેખાય તો પૃથ્વી, સફેદ રગ હોય તો પાણી, રાતો રગ દેખાય તો અગ્નિ અને કાળો રંગ દેખાય તો આકાશ તત્વ સમજી લેવો.

## પૃથ્વી તત્વમાં શું શું કરવુ !

સમસ્ત સ્થિર કાર્ય પૃથ્વી તત્વમાં થાય છે. તે તત્વમા કહેલા કાર્યો નિષ્ફળ જતા નથી. દા. તરીકે બાગ બગીચા બનાવવા, મકાન ખરીદવું, તળાવ ખોદાવવુ, ધર્મ કાર્ય કરવું, વેપાર કરવો, પલંગ, ઘોડા, બળદ, ગાય ખરીદવી, બીજવાવવું વિગેરે સ્થિર કામ ફળ-દાયક છે.

## જળ તત્વમાં શું શું કરવું ?

યંત્ર બનાવો; ઈટોની ભઠ્ઠી કરો, દેવુ ચુકવો; નામુ ઠામુ કરો. ચણો; દુકાનનું મુહુર્ત કરો; રથ બનાવો; હથિયાર ખરીદો, ત્રિવારંભ કરો, વગેરે કામ લાભ દાયક છે.

## અગ્નિ તત્વમાં શું શું કરવું ?

આનુ નામજ અગ્નિ તત્વ છે માટે આ તત્વમા કરેલા અગ્નિમા ભસ્મ થઇ જાય તેવા થશે. આથી કરીને શુભ કર્મ બધા તજવા જેવા છે. દા. જો કોઇ દુષ્ટ કાર્ય કરવામા આવશે તો તે સારૂં થશે પરંતુ તે કાર્ય ફળ પણ ક્રુર-દુષ્ટજ મળશે.

## આકાશ તત્વમાં શું કરવું !

મંત્ર સિદ્ધી, મારણ, ઉચ્ચાટન જલદી સિદ્ધ થશે.

## વાયુ તત્વમાં શું કરવું !

જે પ્રમાણે સુષુમ્ના સ્વરમા સર્વ કાર્ય વર્જીત છે, તેજ પ્રમાણે વાયુ તત્વમાં પણ કામ કરવું નહિ. જો કાંઇ પણ કામનો આરંભ કરશો તો હવામા ઉડી જશે અને કાંઇ સિદ્ધ થાય નહિ.

હવે આગળ શુભાશુભ ફળ, તત્વને સ્વરોનુ મળવુ; સુર્ય ચદ્રનો અસ્તોદય વગેરેની હકીકત તપાસીશુ

જ્યારે સ્વર જમણી બાજુ ચાલ છે; ત્યારે સુર્ય મધ્યાને રહે છે અને ફૂડા નાડી ડાબી તરફ રહે છે ત્યારે ચદ્રોદય થાય છે આ અસ્તોદય અને તત્વોનો પૂર્ણ અભ્યાસ કરે તો તે પૂર્ણ સિદ્ધી પામશે. અને મનોકામના સિદ્ધ કરી શકશે જગ જાહેર છે કે શુક્લ પક્ષમા ચન્દ્રમા પ્રકાશે છે પરતુ એ પક્ષમા રવિવાર મગળ- વારને શનિવાર એ દિવસતો સુર્યના છે એ ત્રણ દિવસે સુર્ય બળવાન રહે છે

કૃષ્ણ પક્ષમા સૂર્ય બળવાન રહે છે પરતુ સોમવાર અને શુક્ર- વારે ચદ્રમાનો યોગ રહે છે વાર અને તીથિનો વિચાર કરી જે કામ કરશે તે કદિ અફળ જશે નહિ

કૃષ્ણ પક્ષની શરૂઆતની ત્રણ તીથિયોમા સુર્યાશ બળવાન રહે છે પછીના ત્રણ દહાડા ચદ્રાશ બળવાન રહે છે પછી ત્રણ દહાડા સુર્ય આમ સમસ્ત પક્ષ પુર્ણ બની ચદ્રમાશ યોગ આવી જશે

ચદ્રમાશની હયાતી છતા શુકલ પક્ષની શરૂઆત થાય છે અને આગળની ત્રણ તીથિયોમા ચદ્રમાશ વધુ બળવાન રહે છે. પછી સુર્યાશ ત્રણ દહાડા આમ સમસ્તપક્ષ પૂર્ણ હોતા ચદ્રયોગ ચાલુ હોય છે.

જો સુર્યયોગ તીથિમા ડાબો સ્વર ચાલતો હોય, અને ચદ્રયોગ તીથિમા જમણો સ્વર ચાલતો હોય. તો સર્વત્ર સુખ થાય અને સર્વ મનોકામના પૂરી થાય.

જો શુકલ પક્ષની પડવો હોય ને ડાબો સ્વર ચાલવા લાગે, તો કંઇ ને કંઈ પીડા કે કલેશ અવશ્ય થાય આ પ્રમાણે જો ડાબા સ્વરની તિથિયોમા જમણો સ્વર ચાલવા માંડે તો તે પણ દુઃખદાયક છે

પ્રશ્નકર્તા જો પ્રશ્ન કરે અને આકાશ તત્વ તે સમયે હોય તથા ડાબો સ્વર ચાલતો હોય તથા ચંદ્રયોગ હોય તો સર્વ કામમા સફળતા પ્રાપ્ત થશે, આ પ્રમાણે જો પૃથ્વી તત્વમા જમણો સ્વર ચાલતો હોય અને સુર્યયોગ ચાલતો હોય તો પણ સર્વ કાર્ય સુફલિત થશે,

જો દક્ષિણ સ્વર હોય અને ડાબી બાજુથી કોઈ પ્રશ્ન કરે કે મારૂ અમુક કામ સિદ્ધ થશે કે નહિ ? તે સમયે દક્ષિણ સ્વરાનુસાર પક્ષ અને વાર તથા તીથિ ન હોય તો કામ સફળ થશે નહિ.

જો કોઈ જમણી બાજુ આવીને બેસે અને પ્રશ્ન કરે, તે વખતે દક્ષિણ સ્વર ચાલતો હોય પરંતુ તે સમયે સૂર્યયોગ ન હોય તો પણ કાર્યમા નિષ્ફળતા મળશે

જો સૂર્યયોગમા, ડાબા સ્વરના ચાલતા વખતે, જમણી તરફ આવી કોઈ પ્રશ્ન કરે અને તીથિ, વાર, લગ્ન બરાબર હોય તો કાર્ય સિદ્ધિ તો થશે પરંતુ વિઘ્ન આવી કામ પુરૂ થશે અને જો ચંદ્રયોગમા જમણો સ્વર ચાલતો હોય અને ડાબી તરફ આવી પ્રશ્ન કરે ને તીથિ, વાર, લગ્ન બરાબર હોય તો અવશ્ય કાર્ય સિદ્ધિ થશે.

સાતમ, દશમ, નોમ, ત્રીજ, પુર્ણિમાએ, સૂર્યયોગમા યાત્રા કરવાથી મનકામના સિદ્ધ થશે એકમ, ચોથ, આઠમ, બારસ, અને ચૌદશે ચંદ્રયોગમા યુદ્ધમા જવાથી સમરક્ષેત્રમા અવશ્ય વિજય પ્રાપ્ત થશે. પરંતુ લગ્ન અને સ્વરોમા તત્વોનો વિચાર કરી લેવો જોઇએ

પૃથ્વી અને જળતત્વ ચાલુ હોય અને ચંદ્રયોગમા જે સ્વર ચાલતો હોય તેની તપાસ કરી યાત્રા કરે અને સ્વર યાત્રાને લાયક હશે તો કાર્યમા સફળતા મળશે નહિ તો નહિ

આકાશતત્વ કે કદા વાયુતત્વ, કે કોઇ વખત અગ્નિતત્વ તેની વિરૂદ્ધ સ્વર ચાલતો હોય તો કોઈ પણ કામ ન કરવુ.

## રોગીને રોગ મટશે કે મૃત્યુ થશે ?

આ પ્રશ્ન ચંદ્રયોગના સમમાશ પર આવી જો કોઇ કરે અગ પૃથ્વી તત્વ હોય, ડાબો સ્વર ચાલતો હોય તો રોગી અવશ્ય નિરોગી થશે જો ડાબી બાજુએથી આવી ચંદ્રયોગ સમાપ્ત થતા, સૂર્યયોગ બેઠે પ્રશ્ન કરે તો અવશ્ય રોગી મરી જશે જો સ્વર ચાલતો હોય અને અનેક પ્રશ્ન કરે અને કંઇ સાભળે પાછો કંઇ પૂછે એવા રોગીનો આવેલો માણસ પણ મૃત્યુને તેડનારો સમજવો

## તત્ત્વ, સ્વરાનુસાર મેષ સંક્રાંતિ ફળ.

મેષ સક્રાતિ જે ઘડીએ લાગે, તે ઘડીએ જો ડાબા સ્વરે પૃથ્વી તત્ત્વ ચાલુ હોય તો દેહની વૃદ્ધિ થાય. વરસાદ ખૂબ પડે, ધનધાન્ય અઢળક થાય. અને પશુઓ માટે ઘાસની પેદાશ ઘણી થાય. મનુષ્યો નિરોગી રહે પ્રજા આનંદ કરે.

જો ડાબા સ્વર પર જળતત્વ વિદ્યા માન હોય તો પૃથ્વી પર અતિવૃષ્ટિ થાય. ઘેરઘેર આનંદ મંગળ થાય.

મેષ રાશિની સક્રાત લાગવાની ઘડીએ જો અગ્નિ તત્વ હોય તો પ્રાંતમા રાજને અગ્નિનો ભય વધી પ્રજા અતિ પીડા પામે. અનાવૃષ્ટિ

થાય. દુકાળ પડે. માણસો ભયભીત બની દેશ પરદેશ ભટકે. વ્યાપાર રોજગાર પડી ભાગે અનાજના વ્યાપારીને લાભ થાય. વ્યાજવાળા રડી ઉઠે મજુરોની મજુરી ઘટી જાય

જો મેષ સક્રાંતિમા વાયુ તત્વનો પ્રભાવ પડે તો દુનિયામા દગો-યુદ્ધ થાય તકરારો વધી પડે. વરસાદ અનિયમિત પડે. વરસાદ બરાબર ન પડવાથી પશુઓ પિડાય, અનાજના ભાવ મોઘા થાય. સફેદ વસ્તુના ભાવ સરખા હોય પીળા રંગની વસ્તુના ભાવ ચઢે, ઉતરે, પ્રજામા અશાંતિ રહેવાની સંભાવના રહે.

જો મેષ રાશીની સક્રાંત લાગતા આકાશતત્વ ઉપસ્થિત હોય તો ન વરસાદ પડે કે ન અનાજ પાકે. ન થાય ઘાસ, ને સારી દુનિયામાં દુકાળ બમ દુકાળ પડે. માનવાળાના પણ અપમાન થાય અભિમાનીઓના ગર્વ પડી જાય. દુધ, ઘી, કપડા ખૂબ મોઘા થાય. પ્રજા ત્રાહી ત્રાહી પૂકારે અને રોગ, શોકને ગરીબાઈમા મરણ શરણ થવા સમય આવે

### માસ ફળ.

ચૈત્ર સુદી પડવો જેને ગુડી પડવો કે બેસતા વર્ષનો પડવો કહે છે તે પડવાના દિવસે સવારમા જો પૃથ્વી તત્વ ચાલુ હોય તો પ્રજા સુખી થાય, આવક વધે અને ધન, ધાન્ય ખૂબ પેદા થાય વરસાદ ઘણો થાય. વર્ષ સારૂં જાય.

એ પડવાએ જો જળતત્વ ચાલુ હોય તો વરસાદ ખુબ પડે. અનાજ ઘણુ પાકે ઘાસ વધારે થાય. હરણા વધુ મરે. પશુ આનંદ કરે પક્ષિઓમા રોગ ફેલાય જો જળતત્વ ચાલુ હોય ને વળી તેમા

ચંદ્રયોગ પણ આવી મળે તો તેના જેવો બીજો કોઈ યોગજ નહિ પ્રજામા ઘેર ઘેર ઘીના દિવા બળે કોઈ પણ જાતનું દુખ રહે નહિ. ઘણુ સારૂ વર્ષ કહેવાય

જો એ પડવાએ પૃથ્વીતત્વ સમાપ્ત થતા જળતત્વ શરૂઆત થાય અને જમણો સ્વર ચાલતો હોય તો વર્ષ મધ્યમ જાય પ્રજા ઘણો આનંદ નકરે, કે ઘણુ દુઃખ ન ભોગવે. પરંતુ અનાજના વેપારીઓને હાનિ થાય કદિ કદિ પવનવેગે ભાવ ચડે પણ ખરા અને ઉતરે પણ ખરા ઉપજ કમી થાય વરસાદ થોડો પડે પશુઓમા રોગ ફેલાય પૂર્વ દિશામા દુકાળ પડે પશ્ચિમ દિશાવાળા નિર્ભય રહે.

જો ચૈત્રી પડવાએ સુષુમ્ના સ્વાસ ચાલતો હોય અને આકાશ તત્વ ચાલુ હોય તો સમજો કે હવે વર્ષ મોટુ અશુભ છે. પ્રજામ અત્યંત રોગ ફેલાય પાણી જરાય ન મળે, રાજામા લડાઈ જાગે પ્રજા અધિક પીડાય મૃત્યુનુ જોર વધે અવિશ્વાસ ફેલાય. વિશ્વાસુઓ વિશ્વાસઘાત કરે. રાજાઓના તેજ ઘટે રાજાઓને વિપત્તિ વાદળ ઘેરે. પશુઓ ઘાસ વિના ભૂખે મરે.

જો તે દિવસે વાયુતત્વ હોય તો પણ પ્રજા ઘણી દુખી થાય અંધકાર વ્યાપે દુકાળ પડે, વટોળ ઘણો થાય. અગ્નિનુ જોર વધે ચોર, જારીનો ધંધો ખુબ જામે આબરૂદાર હાથમા ન રહે ધનધાન્યના વેચાણ લેનારને દુખ પડે. પશુઓ મોઘા થાય, દૂધ, ઘી સર્વે વસ્તુઓ મોઘી વેચાય કપાસ, મગ, અડદનું બજાર મંદ, અળસી સરસવનું બજાર સમાન, કાપડનુ વેચાણ મંદ ભાવ વધઘટ થાય પ્રજામા ભય, કલેશ અધિક જામે લડાઈ ટંટા વધે.

શુક્લ પક્ષમા જો સૂર્ય ઉત્તરાયણમા નજરે પડે તો યાચકોનુ મૃત્યુ વધારે થાય

જો રણક્ષેત્રમા જઈ જમણો સ્વર ચાલે તો અવશ્ય જીત થાય ને શત્રુ હાર પામે

જો સામાનો અને આપણો બન્નેનો જમણો સ્વર ચાલે તો જે જમણી તરફથી પ્રથમ રણક્ષેત્રમા આવ્યો હોય તેની જીત થાય

સુષુમ્ના સ્વર ચાલતા કદાપિ પણ રણક્ષેત્રમા જવુ નહિ જો ચાલ્યા ગયા તો હાર થશે. અથવા આપણુ શિર પણ રહેશે નહિ.

પૃથ્વીતત્વ ડાબી તરફ ચાલતુ હોય તો તે સમયે જો કોઈ શત્રુ આક્રમણ કરે તો બરાબર તેજ વખતે તેની સામે જાઓ, તમારી જીત અવશ્ય થશે.

પૃથ્વી અને જળતત્વ બન્નેમા જો કઈ પણ કામ કરશો તો તેમા અવશ્ય સફળતા પ્રાપ્ત કરશો પરતુ અગ્નિ આકાશ અને વાયુ તત્વોમા કોઈ પણ કામની શરૂઆત કરશો તો તેમા હાનિ થશે કેમ કે તે તત્વ નિકૃષ્ટ છે

## ગર્ભવતીને શું અવતરશે ?

આ પ્રશ્ન કરનાર જો કોઈ આવે, તો તપાસો કે કયો સ્વર ચાલે છે ? અને કયુ તત્વ ચાલુ છે ?

જો ડાબી બાજુથી પ્રશ્ન કરનાર આવે અને આપણી ડાબી બાજુ આવી પૂછે તો ગર્ભવતીને પુત્રી થશે

જમણી બાજુથી આવી જમણી બાજુ બેસી પ્રશ્ન કરે તો પુત્ર થશે

જો પ્રશ્ન કરનારનો ડાબો સ્વર ચાલતો હોય અને તે વખતે

આવી પ્રશ્ન કરે અને જવાબ આપનારનો જમણો સ્વર ચાલતો હોય તો બાળક થઇને મરી જશે.

જો પ્રશ્નકર્તા અને જવાબ આપનાર બન્નેનો જમણો સ્વર ચાલતો હોય તો પુત્ર થશે અને દિર્ઘાયુ ભોગવશે. અને પ્રશ્ન કરનારનો જમણો સ્વર ચાલતો હોય અને જવાબ આપનારનો ડાબો સ્વર ચાલતો હોય તો કહી દેવુ કે પુત્રી થઇને મરી જશે.

સુષુમ્ના સ્વર ચાલતો હોય ને તે વખતે કોઇ પ્રશ્ન પૂછે કે ગર્ભમા પુત્ર પુત્રી છે કે ? તો જવાબ આપે કે નથી પુત્ર કે પુત્રી પણ નપુંસક હીજડો છે

પ્રશ્ન કર્તા અને જવાબ આપનાર બન્નેનો સુષુમ્ના સ્વર ચાલતો હોય તો ગર્ભપાત થઇ જશે.

પૃથ્વીતત્વ જે વખતે હોય અથવા જળતત્વ હોય અને જમણો સ્વર ચાલતો હોય તે વખતે જમણી બાજુથી જમણી બાજુનો સ્વર ચાલતો માણસ આવી પ્રશ્ન કરે તો જણાવો કે પુત્ર ઘણો ભાગ્યશાળી થશે.

આકાશ કે અગ્નિતત્વ ચાલુ હોય અને ડાબો સ્વર ચાલતો હોય છોકરી આવી થોડો સમય જીવશે અને જો વાયુતત્વ ડાબો સ્વર ચાલતો હોય તો ગર્ભપાત થઇ જશે કે જણનારીને મહાકષ્ટ પડશે

ચંદ્રયોગમાં જો વાયુતત્વ વહેતો હોય અથવા સુષુમ્ના સ્વર હોય તો જણનારી અને ગર્ભ બન્નેને હાનિકારક છે. અથવા સૂર્ય યોગના પૂર્ણકાળમા પૃથ્વીતત્વ ચાલુ હોય તો જણનારીને સુખરૂપ કન્યા અવતરશે

પડવો, ચોથ, પાચમે આવી કોઇ પ્રશ્ન કરે અને આકાશતત્વ અને અગ્નિતત્વ ચાલુ હોય અને પ્રશ્ન કરનારનો ડાબો સ્વર ચાલતો હોય અને આપણી જમણી બાજુ પ્રશ્ન કરનાર આવેલ હોય, તો જાણુ નારીને સુવાવડમા નુકશાન પહોચશે

## ઇચ્છીત સંતાન મેળવવાનો પ્રયોગ.

પૃથ્વી તત્વમા જ્યારે સ્ત્રી રજોધર્મથી પવિત્ર થઇ ગર્ભદાન લેવા માટે સ્નાન વગેરે કરી વસ્ત્રાભુષણ ધારણ કરી, શ્રંગાર પહેરી અને જમણો સ્વર ચાલતો હોય તે વખતે અર્ધરાત્રી વીતતા પ્રથમ પથારીમા આપણે જમણો પગ મુકી સુવુ. બાદ સ્ત્રીને જમણો પગ પહેલો મુકી પથારીમા સુવા કહેવુ. ત્યાર પછી તપાસવુ કે આપણો કયો સ્વર ચાલે છે ? અને સ્ત્રીનો કયો સ્વર ચાલે છે ? જો સ્ત્રીનો ડાબો સ્વર ચાલતો હોય તો સ્ત્રીને ડાબે પડખે સુવાડી રમણ કરવુ. પરંતુ ધ્યાન રાખવુ કે રમણ વખતે સ્ત્રી અને પોતે બન્નેના શરીરના સ્પર્શ કઇ ન્યુનાધિકપણું રહે નહિ. જો શરીર સ્પર્શમા ન્યુનાધિકતા રહેશે તો ગર્ભનું સ્થિતપણું નક્કી નહિ થાય.

જેમ પહેલી ચાર રાત્રી નિષેધ કરેલી છે, તેમ અગિયારમી, અને તેરમી રાત્રી પણ તજવા યોગ્ય છે બાકીની રાત્રીમા શુભદિન જોઇ રમણ આદરે તો અવશ્ય ગર્ભ રહેશે

આઠમ ચૌદશ, એકાદશી, પૂર્ણિમાને અમાવાસ્યા, સંક્રાતિ વગેરે દિવસો રાગ કરવા મંગળવાર રવિવાર, શુક્રવાર તથા દશમી ને બારમી રાત્રીએ પુષ્પમણ કરવાથી મન ઇચ્છયુ સંતાન પ્રાપ્ત થઇ શકશે

રાય નક્ષત્રમા જો ગર્ભ રહેશે, તો અવશ્ય પુત્ર જન્મ થશે. જો નકૃષ્ટ નત્રીને વાર હોય તો તે અવશ્ય ત્યાજ્ય કરવી અને સ્વરાનુસાર

સમય હોય, ચંદ્ર, સૂર્ય પણ બંધ બેસતા ન હોય તેવા નક્ષત્રના પણ ત્યાગ કરવો બાકી સંતાન થવામાં ચૂક રહેશે

જે દિવસે ગર્ભાધાન અથવા ઋતુદાન સ્ત્રીને અપાય તે દિવસથી ગર્ભવતીએ ખૂબ સાવધાની રાખવી. ગર્ભાવસ્થામા વાહનમા બેસવું નહિ ખૂબ ચાલવું નહિ, ભારે વજન ઉપાડવું નહિ, પગનુ ખૂબ હાલન ચલન ન કરવુ ખોટી રીતે સુવુ નહિ લુખુ સુકુ જમવુ નહિ મીઠુ ખૂબ ખાવુ નહિ, હિંડોળા પર ખૂબ હિંચવુ નહિ, દસ્ત ખૂબ થાય એવા પદાર્થ ખાવા નહિ. મનને ભયભીત રાખવુ નહિ, જો આ સંભાળ નહિ રાખે તો અવશ્ય ગર્ભપાત થશે

હલકો ખોરાક ખાવો અજીર્ણ રહિત પેટ રાખવુ, મનને સ્થિર રાખવુ, ઈશ્વરનુ ભજન કરવુ, ચિત્ત પ્રસન્ન રાખવુ, સારા સારા ચરિત્રો તથા પુસ્તકો વાચવા કે સાંભળવા મન ઇચ્છતી પદાર્થોનુ ભોજન કરવુ. સ્વચ્છ રહેવુ વગેરેની સાચવણી રાખવાથી બળવાન સંતતિ થાય છે.

પૃથ્વી તત્વમા રાત્રીના બે વાગતા જો ગર્ભ રહે, તો ચંચળ, દેશાટન કરનાર, ચતુર, ભાગ્યહીન, માતાનુ મૃત્યુ થનારો, અને જુવાનીમા મરનાર સંતતિ થાય.

અમાસની રાત્રીના બાર વાગે જો ગર્ભ રહે તો તે બાળક, બળવાન, ચોર, નિડર, સાહસિક અને કુળઘાતકી થાય

કૃષ્ણપક્ષની એકમ, આઠમ ને બારસને રોજ ગર્ભ રહે, તો કન્યા થાય અને તે કુળકલંકિની અને જુવાનીમા વિધવા થાય.

જળતત્વમા જો ગર્ભ રહે તો સંતાન અલ્પાયુ થાય. આકાશ

તત્વમાં તો ગર્ભજ રહેશે નહિ. અને જો રહ્યો તો ગર્ભપાત થઇ જશે.
દરેક ગૃહસ્થે તત્ત્વ અને સ્વરની તપાસ કરી ઋતુદાન આપવું

ગર્ભવતી સ્ત્રીને ગર્ભ રહ્યાથી સુવાવડ સુધી ખુબ સાવધાની રાખવી જોઇએ જ્યારે બાળક જન્મે ત્યારે તેનુ પાલણપોષણ કેમ કરવુ તે અમારા શીશુચર્યા નામના પુસ્તક વાચેથી ઘણો લાભ થશે જેના નિયમ પ્રમાણે વર્તવાથી બાળક બળવાન ને દીર્ઘાયુ થશે.

જો જળતત્વ ચાલતુ હશે અને રાત્રીના ત્રણ વાગે ગર્ભ રહ્યા ને તે વખતે કૃષ્ણપક્ષની આઠમ. શુક્રવાર હોય ને પોતાનો ડાબો સ્વર ચાલતો હોય તથા સ્ત્રીનો પણ ડાબો સ્વર ચાલતો હશે તો પુત્રી અવતરશે.

ચદ્રયોગમા જો ગર્ભ રહેશે તો પુત્ર થશે અને વાયુતત્વ ચાલુ હશે ને ચદ્રયોગ હોય તો સાત મહિને પ્રસવ થશે.

સૂર્યયોગ હોય, અને અગ્નિતત્વ ચાલુ હોય, ડાબો સ્વર ચાલતો હોય તે પ્રસંગે રાત્રીના બે વાગે ગર્ભ રહે, તો પાચમે મહિને ગર્ભપાત થઇ જશે

સુર્યયોગનો અંશ કર્કરાશીમા હોય તો ગર્ભવતીનો પ્રસવકાળ લબાશે ને દશ, અગિયાર માસ પણ થઇ જશે.

ચંદ્રયોગમા જો પૃથ્વીતત્વ ચાલુ હોય અને ડાબો સ્વર ચાલતો હોય તથા પાંચમ, છઠ, નોમની રાત્રીમા મિથુનરાશી, અશ ચાલુ, ચદ્રમા આઠમા સ્થાને હોય તો બે બાળકો થશે.

પૃથ્વીતત્વમાં સુષુમ્ના સ્વર ચાલતો હોય સૂર્યાશનું પ્રથમ ચરણ ચાલુ હોય તથા અમાવાસ્યાની રાત્રીના એક વાગતા ગર્ભ રહે, તો પુત્રી થાય ને વ્યભિચારીણી થશે

સ્વાતિ નક્ષત્રમા, પૃથ્વીતત્વમા, જમણો સ્વર ચાલુ હોય, ચદ્રયોગ હોય તો સતાન, સલક્ષણી, ધાર્મિક અને ઐશ્વર્યવાન, ધનવાન, દયાવાન થશે.

જો સૂર્યયોગમા સ્વાતિ નક્ષત્ર હોય અને વૃષ રાશિ ચાલુ થઇ ગઈ હોય તથા આકાશતત્વ ચાલતુ હોય તો બાર વરસની કન્યા થતા માતપિતાને દુ ખકારક થશે, ને પુત્ર થશે તો અલ્પાયુ થશે.

અગ્નિતત્વમા ચદ્રયોગ અને જમણો સ્વર ચાલુ હોય તો સંતાન; દુર્બળ, રોગી અને પાપકર્મો કરનાર થશે.

શુક્લપક્ષની બીજે જો સતાન જન્મે અને પૃથ્વીતત્વ, મિથુન રાશી હોય તો ગુરૂભક્ત, તપસ્વીને દિર્ધાયુ થશે.

શુક્લપક્ષની એકમ, ત્રીજ, ચોથ, સાતમે, પૃથ્વીતત્વની સમાપ્તિ કાળે, સૂર્યાશનુ ત્રીજુ ચરણ હોય તો પચીમ વર્ષે જન્મદાતાનુ મરણનુ ભય રહે અને છઠ, આઠમે એક વાગે જો ગર્ભાધાન થયુ હશે અને જળતત્વ ચાલુ હશે તો દિર્ધાયુ થશે

શનિવારે બપોરે જો બે વાગે જન્મ થાય અને વાયુતત્વ ચાલુ હોય અથવા કર્ક રાશિનો અશ ચાલુ હોય, તો બાપને માથે ભાર છે.

રવિવારે બપોરે એક વાગે મિથુન રાશીપર સૂર્ય યોગ હોય ને જળતત્વ સ્થિત હોય અને જણનારીનો ડાબો સ્વર ચાલતો હોય તો માતાને માથે ભાર છે.

મંગળવારે બપોરે ત્રણ વાગે પુત્ર જન્મ થાય અને ચદ્રયોગમાં પિતાનો જમણો સ્વર ચાલતો હોય અને ગર્ભાધાન વિકૃતકાળમા થયુ હોય તો પિતાને માથે ભાર છે.

ગુરૂવારે બપોરે બાર વાગે અને જન્મદાતા માનો વાયુતત્વ ચાલુ ને ચદ્રયોગ છતા, ડાબો સ્વર ચાલતો હોય તો સતાન નિર્દયી, શુરવીર અને પ્રભુનો ભક્ત થશે

બુધવારે રાત્રે આઠ વાગે પ્રસવ થાય તો પુત્રી થશે તો શરમાળ, પ્રતાપી અને પુત્ર થશે, તો કઠોર, તપસ્વી અને માબાપને ત્યાગ વૈરાગ્ય દેનાર થશે

શુક્રવારે સાજના ચાર વાગે સતાનનો જન્મ થાય તો તે શુભ છે.

---

# શુકન વિચાર.

---

## મનોકામના સિદ્ધી.

યાત્રા કરવા માટે ઘરથી બહાર નીકળતાજ જો વિધવા સ્ત્રી આવે તો મનોરથ સિદ્ધ થશે

ઘરની બહાર નીકળતા જો સૌભાગ્યવતી સ્ત્રી માથે પાણીનુ બેડું ભરી આવતી સામે મળે, તો તેની જમણી બાજુ થઇ જશો તો અવશ્ય કાર્ય સિદ્ધી થશે અને જો સામેથી વિધવા સ્ત્રી ખાલી ઘડા માથે લઇ આવતી મળે તો કદિ આગળ ન જતા ઘેર પાછા ફરવું તે સારૂં છે.

ઘરની બહાર નીકળ્યા પછી ચાર માઠપર તેલ માથે મુકી તેલવાળો સામે આવી પડે તો ઘેર પાછા આવવું. કેમકે કાર્યમાં ભય આવે છે.

ઘર બહાર નીકળતા કપાળમા તિલક વગરનો, ઉઘાડો, કાળા રંગનો બ્રાહ્મણ સામો મળે તો કાર્ય સિદ્ધી થશે નહિ

મેલા કપડાવાળો, ખાધપર લાકડી મુકેલી એવો જાટ સામો આવે તો ઘર બહાર કદિ જવુ નહિ.

ઘર બહાર ચાલતાજ જો કોઇનો પુત્ર સામોજ ઓચિંતો રડવા લાગે તો મનોકામના સિદ્ધ નહિ થાય પણ જો પુત્રી રડવા લાગે તો અવશ્ય કાર્ય સિદ્ધી થશે.

ઘરની બહાર નીકળતા જો શુદ્ર જાતનો માણસ સામે આવી ચઢ તે પુછે. કે ક્યા જાઓ છો ? તો તરતજ ઘેર પાછા વળવુ, નહિ તો નુકસાન થશે.

ઘર બહાર નીકળતા શુદ્ર નારી સામી મળે અને તે હસતી હોય તો અવશ્ય કાર્ય સિદ્ધી થશે.

જો ચાલતી વખતે છીંક થાય અથવા પોતાનેજ છીક આવે અને પાછળથી તેનો પડઘો સભળાય તો અવશ્ય કામસિદ્ધ થશે સામેથી છીક સભળાય તો કાર્ય સિદ્ધ થશે નહિ

એક કે તેથી વધારે છીકો ઉઘાડી જગામા સામેથી થાય તો કદિ ઘર બહાર પગ ન મુકવો.

જો છાયડામા છીક થાય તો ચાલ્યા જજો પણ કામસિદ્ધ થવામા કઇ વિઘ્ન નડે ખરૂ.

જો સામેથી શુદ્ર જાતની છોકરી માથે બોજો મુકી આવતી હોય તો કદિ જવુ નહિ, કેમકે તે લક્ષણ શરીરને નુકશાન પહોચાડનાર છે. ચાલતી વખતે સામેથી પખાલ ભરીને ભીસ્તી આવતો હોય

તો તેના જમણા હાથ તરફથી જાશો તો કાર્ય સિદ્ધ થશે. જો ખાલી પખાલ હોય તો કદિ ન જના, કામ સિદ્ધ નહિ થાય

ચાલતી વખતે બ્રાહ્મણ સામો મળે અને મેલા કપડા પહેરેલા હોય અને રાનો ચાલ્લો કરેલો હોય તો કદિ જના ના.

જો બે બ્રાહ્મણો સાથે મલી કાંઈ કામ કરવા જશ તો તે કામ સિદ્ધ નહિ થસે

ઘર બહાર નીકળતા ત્રણ માણુસો સાથે કદિ ન જવુ, અને જો જવુ હોય તો એકજ જાતના બે માણુસ તેમા ન હોય અથવા બે બ્રાહ્મણો તેમા ન હોય

ગામ બહાર નીકળતાજ પાડાપર બેઠેલો રબારી કે ચારણ ઢોર ચરાવતો અથવા ઢોર હાંકી જતો સામો મળે તો ઘેર પાછા આવતા રહેવુ

ઘેરથી નીકળતા જો સામેથી કોઇ દૂધ કે ઘી લઇને આવતું હોય તો અવશ્ય કાર્ય સિદ્ધી થસે.

શનિવારે જો ચણા ને ગોળ ખાઈ બહારગામ જાય તો કાર્ય સિદ્ધી અવશ્ય થાય.

રવિવારે શરીરે તેલ ચોળી બહારગામ જાય તો અવશ્ય કાર્ય સિદ્ધી થસે

સોમવારે—ખીર ખાઇને પરદેશ જવાથી કામ સિદ્ધ થસે

મંગળવારે યાત્રા કરતી વખતે દહીની સાથે પીળારંગના લાડુ ( મગજ–કળી ) ખાઇને જાય તો કાર્ય સિદ્ધી થાય.

બુધવારે સવારે ગમે તેવુ કામ હોય પણ તે કરવુ ન જોઇએ.

ગુરૂવારે જો કોઇ ધાર્યું કામ કરવા જવા ઇચ્છા હોય તો સાંજના ચાર વાગે જાઓ

શુક્રવારે મિષ્ટ ભોજન ( સફેદરંગી ) કરીને જવાથી કાર્યસિદ્ધી થસે જો સફેદ રંગનુ ભોજન ન મળે, તો થોડું મિષ્ટાન તો જરૂર ખાવુ.

જો કૃષ્ણપક્ષનો પડવો શુક્રવારે હોય તો ગમે તેટલો ભારે લાભ થવાનો હોય તો પરદેશગમન ન કરતા

સોમવારે અને શનિવારે પૂર્વ દિશામા જવુ નહિ. મંગળવાર અને બુધવારે ઉત્તર દિશામા જવુ નહિ ગુરૂવારે દક્ષિણ દિશામા જવુ નહિ. શુક્ર અને રવિવારે પશ્ચિમ દિશામા જવાનો નિષેધ કરેલો છે.

પરદેશગમન કરતી વખતે જો કોઈ ઘરમા આવી પુછે, કે " ક્યા જાઓ છો ? " તે વખતે મનોવિચારને બદલી દેવા અને સાથે લઇ જવા તૈયાર કરેલો સામાન છોડાવી નાખવો કેમકે કહિ કાર્ય સિદ્ધી નહિ થાય.

ઘર બહાર નીકળતા જો સામેથી વેશ્યા આવીને મળે, તો અવશ્ય કામ સફળ થશે

ઘરની બહાર નીકળતા સામેથી મડદાની ઠાઠડી સામી આવી મળે, તો કાર્ય સિદ્ધ થશે ઘરની બહાર નીકળતા જો પ ની પાણી ઘડો ભરી સામેથી આવતી હોય અને અચાનક માથાપરથી ઘડો પડી જાય, ને પાણી બધે ફેલાઈ જાયતો અવશ્ય કામ સફળ થશે. ઘરની બહાર નીકળતા જો બે વિધવાઓ આવીનેઆડી ઉતરેતો ઘેર પાછાઆવવુ સારૂંછે.

જો સૌભાગ્યવતી સ્ત્રી પુત્રને બગલમા લઇને સામી આવતી મળે અને ખૂશી થતી બાળકને રમાડતી જતી હોય, તો કાર્ય સિદ્ધી થશે એમ અવશ્ય માનવું.

ઘરથી બહાર નીકળતા સામેથી જો કોઈ કફન લેઇને આવતો હોય ને તે ધોળા રગનું હોય તો કાર્ય સફળ થશે એમ માનો; જો કફન ગના રગનું હોય તો કાર્ય સિદ્ધી થાય ખરી પણ કઈ વાર લાગે.

જતી વખતે માર્ગમા જો કોઈ પોતાનો મિત્ર મળે, તો જરા પણ ન ઉભા રહેતા ચાલવા માડવુ

જતી વખતે સામે કોઈ શત્રુ મળે, તો ઘેર પાછા આવવુ લાભકર્તા છે.

જો ઘરથી બહાર નીકળતા સામેહ જાય મળે, અને પેટી બગલમા રાખેલી હોય, તો કદિ ગમન ન કરવું. જો સામેથી ગોરા રગનો બ્રાહ્મણ કપાળમા તિલક કરેલુ હોય તેવો સામો મળે તો કાર્ય સિદ્ધ થશે.

સામેથી જો કોઈ રીસાયલી સ્ત્રી પોતાના પિયેર જઈ રહી હોય ને સામેથી મળે તેની દૃષ્ટિ પડે તો તરતજ પાછા ફરવુ.

જો સામેથી આખલા કે બળદ પર બેસીને ધોબી આવતો મળે અથવા ધોબણ મેલા કપડા ધોવા માટે ઘાટ પર જતી હોય તો કદિ આગળ ના જાશો. કેમકે તેથી લાભને બદલે નુકસાન થશે.

સવારમા ઉઠતા જો ધોબીનુ મો જોવાય તો માની લેવુ કે આજે કેઇને કઈ ક્લેશ અવશ્ય થશે.

રસ્તે જતા જો કુંભાર વાસણ લેઇને આવતો સામો મળે તો માનો કે કાર્ય સિદ્ધી અવશ્ય થશે.

ગામ બહાર નીકળ્યા પછી સામેથી પમારનો ભેટો થાય તો કાર્ય સિદ્ધી અવશ્ય થશે.

જો પમાર અને પમારી બન્ને સાથે સાથે આવતા સામે મળે તો ઘેર પાછા ફરવામા લાભ છે.

જો જાટ અને ભાટ બન્ને મિત્રો બની કઇ જાતા સામે મળે તો અવશ્ય પ્રપંચમા ફસાવું પડશે.

રસ્તામા જો સફેદ રંગનો પાડો મળે, તો તે જગાએથીજ પાછા વળવું પરંતુ તેના ઉપર ચારન ર હોય તો અવશ્ય જવું.

જો સામેથી આવી ફૂલની ટોપલી ભરી આવતો હોય તો અવશ્ય કામ સિદ્ધ થશે.

જો સામેથી ભીલ આવતો હોય તો તેની જમણી બાજુથી જવુ તો કાર્ય સફળ થશે.

જો તબોળણુ પાનની ટોપલી લઇ આવતી સામી મળે તો કાર્યમા વિઘ્ન આવશે. જેથી પાછા આવવુ લાભકારક છે સામેથી કોઇ શાસ્ત્ર ધારી નજરે પડે, તો પાછા ફરવું જોઇએ.

કાળા રંગનો માણુસ જો સામેથી પાન ચાવતો અને માથે કંડીઓ લીધો હોય તેવો મળે તો પરદેશ કદિ ન જવું કાળા રંગનો માણુસ શરીરે તેલ ચોપડી, કોઈ રોગીને માટે વૈદ્યને બોલાવવા જતો હોય તે સામે મળે તો પાછો ફરવું કેમકે તેનો રંગ રાક્ષસી છે પછી કાર્યસિદ્ધી ક્યાથી થાય? જો સામેથી અનાજ લઈ ખેડુત સામો મળે તો કાર્યસિદ્ધી અવશ્ય થશે.



# પશુવિચાર.

## ।। મનકામના સિદ્ધી ।।

મન ઇચ્છયુ મેળવવા માટે જો ઘરથી નીકળતા તરતની વિયા-એલી ગાય ચરવા માટે જંગલમા જતી દેખાય, તો કામ સફળ નહિ થાય.

જો જંગલમા કાળી ગાય પોતાના વાછરડાને ધવાડતી દેખાય તો કામ સફળ થશે એમ જાણવું.

કાળી ભેશ જો આપણા રસ્તામા ચોકડી પડતી આવતી જણાય તો કદિ આગળ જશો નહિ.

તેલવાળો ઘોડા પગ લાંધી જમણી તરફથી આવતો જણાય તો વિદેશ જવું મુલતવી રાખો, નહિ તો ઘણું નુકશાન થશે

કાળારંગના પશુ ઉપર ગોવાળીયો ઉંધુ મો રાખી બેઠેલો હોય તેમા જો જંગલમા દેખાય તો સીધા સીધા ધેર પાછા વળવુ લાભકર્તા છે.

જો કોઇ લોઢાની લાકડીથી બળદને હાકતો સામે મળે તો પરદેશ જવું જરા પણ લાભકર્તા નથી.

ગામમા પેસતા જો જંગલમાથી ચરીને આવતી ગાય ઘરમા આવતી દેખાય તો અવશ્ય કાર્ય સિદ્ધિ થશે.

## શ્વાવર વિચાર.

ગામની વખતે જો જમણી તરફ કુતરા રડવા માંડે, તો કદિ ગમન કરવું નહિ અને જો ડાબી તરફથી કુતરા રડતા સભળાય તો કામ સિદ્ધિ થવામા વિલંબ લાગશે.

જો ગધેડુ ઉચુ મો રાખી ભૂકતુ હોય તો જાણી લેવુ, કે કંઈ ને કંઈ ઉપદ્રવ અવશ્ય થશે

જતી વખતે જો બિલાડી રસ્તામા જમણા હાથથી ડાબી તરફ જાય તો વિદેશ જવુ અથવા કામ સિદ્ધ થવુ અશક્ય છે અથવા કામ સિદ્ધ થવુ અશક્ય છે અથવા પરદેશમા કંઈ ને કંઈ ક્લેશ અવશ્ય થશે, જો ડાબા હાથથી જમણી તરફ બિલાડી જાય તો કામ અફળ થશે પરંતુ નુકશાન કંઈ નહિ થાય.

જંગલમા જો શિઆળ ઉંચા સ્વરથી રડતી સંભળાય તો કામમા સફળતા થશે નહિ માટે ઘેર પાછા ફરવુ' નહિતો વધુ નુકસાન થવા સંભવ છે

જંગલમા જો ખરગોશ કે લોમડી રડતી સંભળાય તો કામ અવશ્ય સિદ્ધી થશે.

ચાલતા ચાલતા રસ્તામા જો મૃગ અને મૃગલી બન્ને જમણી તરફથી ડાબી તરફ જતી દેખાય તો કામ સિદ્ધ નહિ થાય અને જો એથી વધારે હરણા રસ્તા વચ્ચે થઈને જાય તો અવશ્ય કાર્ય સિદ્ધ થશે.

જો ડાબી તરફથી હરણ અને હરણી આવતી દેખાય, તો કાર્ય સિદ્ધ થવામા વિક્ષેપ પડશે.

જંગલમા જો જમણી તરફ હરણા રમતા રમતા જળમાર્ગ ને કાપી ને જાય તો અવશ્ય કાર્ય સિદ્ધી થશે અથવા પાણીમા જળક્રીડા કરતા હરણા દેખાય તો અવશ્ય કાર્ય સિદ્ધી થશે

જંગલમા જો ચમરી ગાય જમણી તરફ બોલતા સંભળાય તો કાર્ય અવશ્ય સિદ્ધ થશે.

ચાલતા ચાલતા રસ્તામા જો ગોરાવા મળો અને ડાબી તરફથી આવતુ હોય તો કાર્ય સિદ્ધ નહિ થાય

कुटिला स्फुटिता वा पिशुष्कावायुस्य नासिका ।
अत्र स्फूर्जस्ति मग्न वातस जीवन मानवाः ॥

જેનુ નાક વાકુ થઇ જાય અથવા ફાટી જાય અથવા નાકનો મેલ સુકાઈ જાય શ્વાસ લાબો ચાલે, સાપની માફક ફુફાડા મારે, કદિ કદિ મગ્ન બને તો સમજો કે તેને યમરાજ બોલાવી રહ્યા છે

संक्षिप्ते विषमें स्त१थे रक्ने स्त्रस्तंच लोचने ।
स्यातावा प्रत्नुते यस्य मगतायुर्न रोघ्रवम ॥

આખોનુ તેજ સુકાઇ જાય, આખો નાની મોટી થઈ જાય આખો રાતી મની જાય પાણી ભગાયવુ રહે એવા માણસની આયુ પણ થોડી જાણે

शीत पाद कयेच्छा सरिछन्न श्वासश्चयो भवते ।
काकोन्छा मा॰चयो मर्त्य स्त ॥

જે માણુસના હાથ પગ થડા પડી ગયા હોય, શ્વાસ રોકાઇ રોકાઇને આવે, અથવા શ્વાસ પગ સુધી ન પહોચતો હોય, અથવા કાગડાની પેઠે મો ફાડી શ્વાસ લેતો હોય તેનુ મૃત્યુ પાસે છે એમ માનો

निद्रान छिद्यते यस्य या वाज्य गर्ति सर्वदा ।
मुह योद्धां वक्तु कामस्तु मत्यारव्यमेः सजानता ॥

જે હમેશ જાગતોજ રહે. અથવા ઉંઘ્યાજ કરે અથવા કહેવાની કંઈ ઇચ્છા કર અને પછી યાદ ન આવે એવો માણસ પણ જીવતો ન રહે

उत्तरौष्ठन्वयोर्लिहवा दुग्धा राश्च करो नियः ।
मतैर्वा साधते सार्द्धं प्रेत रूपं तमदिशेत ॥

જે ઘડી ઘડીએ પોતાના હોઠ ચાટે ઓડકાર જોરથી આવે અને પ્રેત સાથે વાતો કરે તેને મરેલા માનો

स्वेभ्यसरोम कूपेभ्यो यस्यरक्तं प्रवर्तते ।
पुरुषस्या विषार्तस्य शघ्रो जह्मात्स जीवितं ॥

જે માણસે કદિ ઝેર ખાધુ ન હોય તેના રોમમાથી લોહી નહેવા લાગે તો તે કદિ જીવતો ન રહે

अति मात्रं लघू निस्पुर्गात्राणि गुरुकाणा च ।
यस्या कस्मात् सविनेयो गन्ता वैवस्वतालय ॥

અકસ્માત જેનુ દુર્લભ અગ વધી જાય અથવા ભારે હોય તો હલકો થઇ જાય તે જીવ જલદી પ્રાણ ત્યાગ કરનાર માનો

यूका ललाट मायन्ति बलिनाश्नन्ति वायसाः ।
येषा वापिरतनीं स्तिय मारस्ते यमलायं ॥

. જેના માથામા વારે વારે જુઓ પડે અને બલિદાનને કાગડો ખાય નહિ, કોઇ પણ પદાર્થમા પ્રીતિ ન હોય એવો માણસ જલદી યમલોક જાય છે.

स्वेभ्यः स्थानेभ्यः शरीरैकदेशा नमवस्त्रस्ते क्षिमप्त ।
मान्तावक्षिप्त पतिनिविमुक्त निर्गतान्तर्गत
गुरुलघुत्वानि ॥

જેના શરીરના અવયવોના સ્થાન ઉંચા નીચા થઈ જાય તે પણ પ્રાણઘાતક લક્ષણ છે.

**प्रवाल वर्णव्यंग प्रदुर्भावोऽथकस्मातसिराणांच दर्शने ।**
**ललाटे भासवं शीवा पिड कोत्पत्तिः ललाटे प्रभात**
**काले स्वन्दः ॥**

અકસ્માત જેના શરીરપર જાળી જેવા કાણા પડી જાય મા-થામા નસો દેખાય શરીર લબડી પડે, શરીર હલકુ કે ભારે થઈ જાય, નાકના શ્વાસમા દર્દ જેવુ લાગે, કપાળમા દુખ થાય ત્યારે પ્રાણીએ સમજી લેવુ કે મરણકાળ પાસે આવ્યો છે

**नेत्र रोग विना वाश्रुः प्रवतिः गोगय चूर्ण प्रकाशस्य ।**
**वारजस्यो दर्शन मुत्त मांगे निलयनंवा ॥**

રોગ વગર આંખો લાલ થાય, પાણી ભરાય, કપાળમા મેલ ખુબ ઉતરે તો સમજવુ કે એવો માણસ મૃત્યુથી બચશે નહિ.

**द्वैवातिस्रोऽधिकावा पिपादौ कर्णौचमासलौ ।**
**नासाग्र भूर्द्धच भव छुर्द्ध लेखाश्रपृष्ठतः ॥**
**पस्य स्युस्तस्य पर मायु र्भवंति सप्तति ।**

જે બન્ને આંખો ઉપર બે કે ત્રણ અથવા વધારે લાંબી રેખાઓ ? ? ાય બન્ને કાન અને પગ માસ વિનાના બને, નાકની ટોચ ઉડેલી હોય, અને બરડાપર ઉર્ધ્વ રેખા હો તે સત્તર વર્ષ સુધી જીવતો રહે.

जघन्यर याग्नु श्रोश्नात्नः मन ऊर्ध्वानिवोधमं
ह्स्वा नियस्य पर्वाणि समुश्वापि मेह्नं

જેની આગળીઓના ટેરવા નાના હોય તે અલ્પાયુ છે.

तथोरस्यवली ठानि चस्यात पृष्ठि मायतं ।
उर्द्धंच श्रवणो स्थाना चा शाचो चा शरीरणाः ॥

જેનુ લીગ મોટુ હોય, હૃદય પર રૂવા હોય પીઠ લાબી થોડી હોય, કાન જોઇએ ને કરતા ઉચા હોય, નાક પણ કઇ ઉચુ હોય હસતા ને બોલતા આગલા બે દાત દેખાતા હોય તો તેવો પુરૂષ પચીસ વરસ જીવે

ललाटे वस्ति शीर्षे वा षंमासान्न स जीवत ।
पाम नीपत्र त्तोयं शरीरे यस्य देहनः ॥
पल्वते प्लवमानस्य षंमासंतस्य जीवीतम ॥

જેના માથાના ઉપલા ભાગમા તથા કપાળમા ભૂરી વાકી નસો જણાય, યા સ્નાન કરતી વખતે પાણી ગરી જાય [ જેમ કમળના પાદડા પરથી સરી પડે છે તેમ ] એવો માણસ છ માસમા મરણ પામે.

हरितायाः गिरायस्य रोमकूवाश्च सवृताः ।
सोऽम्लाभिलाषी पुरूषः पित्ता न्मरणमश्नुते ॥

હરડેરગને માથાવાળા, રોમકૂપોથી રોકાઇ જનારા, ખટાઇ વધારે ખાનારા પિત રોગથી મરણ પામે.

**यस्य गोमय चूणाय चूर्णं मूर्ध्नि मुखेऽपिवा**
**सस्मेहं मूर्ध्नि धूमो वा मासगॅन्त तस्य जिवीतम् ॥**

ગાયના છાણ જેવુ ચીકાણુ પરમેવાનુ મેલ જેના માથા પર દેખાય અથવા માથામા ધુમાડો નીકળે તેવો માણુસ એક માસમા મરણુ પામે

**मर्ध्नि भ्रुवर्वा कुर्वेति सीमतावर्तका नव ।**
**मृत्यु स्वास्थस्य षडा त्रांत्रि रात्रा दुतुरस्यतु ॥**

જેના કપાળ કે ભ્રકુટિમા ખૂબ રૂવા હોય અથવા થઇ જાય તો આરોગ્યવાળો માણુસ હશે તો ૭ દિવસમા મરી જાય અને રોગી હોયતો ત્રણુ દિવસમા મરી જાય

**यस्य स्नातानुलिप्तस्य पूर्वं शुष्यत्यु रोभृचम् ।**
**आर्द्रेषु सर्वगात्रेषु सोऽर्धमासन जोवित ॥**

જે સ્નાન કરીને ચદન કરે એટલી વારમા પણુ તેનુ શરીર સુકાઇ જાય તે પદર દહાડામા યમ લોકવાસી બને

**तथैवा पचय ग्लानि रौस्नेहादि मृत्युवे ।**
**यस्य स्फुटे पुटं गुल्पो नाकृष्टा नस जीवित ॥**

એકા એક જેનો રગ ભૂરો કે સફેદ થઈ જાય અને શરીર ફાટવા લાગે તેનુ મૃત્યુ જલદી થવાનુ છે એમ સમજવુ

**क्षव कासादिसु तथा यस्याऽपूर्वोद्धर्नीभवते ।**
**ह्स्रि डीर्घोऽति वोन्छवासः पूति सुर भिरेरवा ॥**

જેનું શરીર એકાએક સ્થુલ કે દુર્બળ બની જાય. અને જેને ખૂબ હર્ષ થતો હોય તથા શરીર ચીકણું થઇ જાય તે જેમ બને તેમ જલદી મરે.

आप्लुतान प्लुते काये यस्य गधोऽतिमानुषः ।
मल वस्त्रव्रणादौ वाब्दर्षैनि तस्य जीवितम् ॥

એ સવાથી જેની આગળીને દર્દ ન થાય, છીંક; ખાસીમા અ- જબ અવાજ જણાય, અવાજ લાગો કે ટુંકો નીકળતો હોય, શ્વાસમા અધિક સુગંધ કે દુર્ગંધ આવે; સ્નાન કર્યા વિના કે સ્નાન કરેથી શરીરમાથી ગંધ મારે જેના મેલા કપડામા ઘણી દુર્ગંધી ફેલાય તેવો માણસ એક વર્ષમા મરણ પામે છે.

भजते, त्यंग सौरव्याद्यं यूकामाक्षि कादयः ।
त्यजंति वाऽति वैरस्यात्वो र्दौ पवर्ष न जीवता ॥

જેના શરીરમા ખુબ થથરાટ થાય જેના શરીર પર જુ કે માખો ખુબ બેસે અથવા રસ ન હોવાથી બીલકુલ ન બેસે તે એક વર્ષમા મરણ પામે.

सततोष्मसु गात्रेषु शैलं यष्या वेलक्ष्यते ।
शीतेषु भृशयोर्ष्वं वास्वेदः स्तंभोऽप्यहेतका ॥

એકાએક હમેશા શરીરમા ખુબ ગરમી વ્યાપી જાય અથવા પરસેવો થાય અને પરસેવો બંધ પડી જાય એવો રોગી એક વર્ષ લગી જીવે.

मूत्र पुरीषं निष्ठ थूतं शुक्रं वाप्सु निमंजीत ।
निष्टथूर्तं बहु वर्णं वा यस्य मासात्स नश्यते ॥

જેનુ વીર્ય, મૂત્ર, થુક પાણીમા ડૂબી જાય અથવા થુકના ઘણા રગો હોય એવો માણુસ એક મહિનામા મરણ પામે છે

गुण दोष मयी यस्य स्वस्थस्य व्याधितस्या ।
वा यात्यन्यथा त्वं प्रकृतिः षंमासान्त जीवितिि ॥

જે માણુસ રોગી હો વા નિરોગી જેના સત્વાદિ ગુણુ યા વાતાદિ દોષ યુક્ત થઈ જાય, પ્રકૃતિ બદલાઈ જાય તે છ મહિનાથી વધારે ન જીવી શકે

भक्तिः शीलंस्मृति त्यागो बुद्धिर्वलहेतकम् ।

જે માણુસમાથી ભક્તિ, શીલ, સ્મૃતિ, બુદ્ધિ, એ વસ્તુ સાથે નાશ પામે તે છ મહિનામા અવશ્ય મરણુ પામે

बडे तनि निवर्ते से षड भिर्मा सौर्भरियष्यतः ॥
मत वन्दति बाक्तं पमोहा मासा न्यरिष्यतः ॥

જેની મતિ બિલકુલ નાશ પામી હોય અને મોહાધ બની ગયો હોય તેવો એક માસ સુધી જીવે

नश्यत्य जानन् पर हात्केश लुचनोदनम् ।
नयाति यस्य चाहराः कंठकंठामयाद्रष्टते ॥

જેના વાળ ખેચતા પીડા ન થાય અને જેનુ મો તથા ગળું લાકડા જેવુ [ હાડપીંજર ] લાગે તે છ દિવસમા મરણુ પામે

प्रेष्याः प्रतीपतां यांति प्रेताकृति सदीर्यंते ।
यस्य निंद्रा प्रत्रे नित्यं नैव मानस जीवित ॥

જેના ભાઈઓ વિરૂદ્ધ થયા હોય, પ્રેતના જેવી આકૃતિ થઈ હોય, પ્રેતના દેખાવો નજરે પડતા હોય અને ઉંઘ ન આવતી હોય તેનુ મૃત્યુ પાસે માનવુ.

आननं हस्तपादं च विशेषायस्य सुष्यतः ।
शूयेते वा विना देहात्स मासाद्याति पंचताम ॥

જેના હાથે પગે સોજા આવી ગયા હોય અથવા હાથ પગ ને મો બહુ સુજી ગયા હોય એવો માણુસ એક માસમા મરી જાય.

वलयासा क्षयस्तीव्रा रोग वृद्धि रोचरुः ।
यस्य तुरस्य लक्ष्यंते तिन पक्षांत जीवित ॥

જેનુ જઠર નબળું પડી ગયુ હોય, ખાવા પ્રત્યે અરૂચિ થઈ ગઈ હોય તે દોઢ માસ જીવશે

॥ સ્વપ્નાનુસાર મૃત્યુ પરિક્ષા ॥

दृष्टः श्रुतोऽनु भूतश्च प्रार्थितः काल्पि तस्तथ ।
भाविको दोषजदश्चेति स्वप्नः सप्तविधोमतः ॥

શાસ્ત્રાનુસાર સાત પ્રકારના સ્વપ્ન હોય છે દ્રષ્ટ, શ્રુત, અનુભૂત, પ્રાર્થિત, કલ્પિત, ભાવનિક; અને દોષિજ જે વસ્તુ આખથી જાગૃત અવસ્થામા દેખાય તેને દ્રષ્ટ સ્વપ્ન કહે છે.

આખથી કઈ ન દેખાય પણ કાનથી શબ્દો સંભળાય તેને શ્રુતત સ્વપ્ન કહે છે.

જે કાર્ય જાગ્રતાવસ્થામા ઇંદ્રિયો દ્વારા કરવામા આવે તેવાજ સ્વપ્નાવસ્થામા પણ કરેલા કામ નજરે પડે તે અનુભૂત કહેવાય છે

જાગ્રતાવસ્થામા જે વાત સાભળવામા આવે અને તેવા કામ કરવાને મન ચિતામા રહે તેવાજ કારણે સ્વપ્નમા ચિન્તા રહે તેને પ્રાર્થિત કહે છે

જાગ્રતાવસ્થામા જે જે કલ્પનાઓ થાય છે તે સ્વપ્નમા દેખાય તેને કાલ્પત સ્વપ્ન કહે છે

જે પ્રથમ જોતા અને સાભળતા ખરાબ લાગે અને કદિ કધ દેખાય ને કદિ ન દેખાય તે ભાવિક સ્વપ્ન કહેવાય છે

વાત, પીત ને કફ એ ત્રણેના અનુરૂપથી દોષજ સ્વપ્ન દેખાય છે,

**तेष्वाद्या निष्फलाः पंचमप्ना प्रकृतिर्द्विबाः।**

આ સર્વ સ્વપ્નોમા દોષજ સ્વપ્ન સિવાય બીજા પાચ પ્રકારના સ્વપ્ન શુભાશુભ ફળ આપે છે.

**त्रिस्मृतों दीर्घ ह्रिस्वोऽतिपूर्वे रात्रे चिरात्फलम् ।**

બહુ મોટુ કે બહુ નાનું સ્વપ્નુ અફળ જાય છે જેમકે દિવસે ભુલાયલુ સ્વપ્ન ફળ નથી આપતુ અને પહોર રાત્રે જોયેલુ સ્વપ્ન બહુ કાળે ઘણુજ થોડુ ફળ આપે છે

**द्रष्ट करोति तुच्छच गोसर्गे तदर्महत् ।**

જે સ્વપ્નુ સવારમા આવે તે તેજ દહાડે બહુ સારૂં ફળ આપે

**निद्रया चानुपहतः प्रती पैर्वं चनैस्तथा ।**

જે સ્વપ્નું પાછલી રાત્રે જોવામા આવે, અને ફરી નિદ્રા આવે અથવા સ્વપ્નુ જોઇ કોઇને વિરૂદ્ધ વચન કહેવામા આવે તો તે સ્વપ્ન નિષ્ફળ જાય છે અને જો કોઇને પણ પ્રતિકુળ વચન ન કહો તો તે સ્વપ્નુ મહા ફળદાયક છે નહિ તો અલ્પ ફળ દેનાર છે.

**स्वप्ने मर्घं सह प्रेतैर्य पिवन कृश्यते ।**
**शुनास मृत्यो मृत्युना शीघ्र नीयतें ॥**

જે મનુષ્ય સ્વપ્નમા પ્રેતો સાથે મદ્યપાન કરે અથવા કુતરા ખેચી જતા હોય તો તે જેમ બને તેમ જલદી મરે

**रक्त माल्यव पूर्वस्त्रो हसन ह्वियते स्त्रिया ।**

જો માણસને લાલ ફળની માળા પહેરી પોતાના શરીરને લાલ કપડા પહેરેલી સ્ત્રી ખેચતી જણાય તો જલદી મરણ આવે

**महिष श्ववराहोष्ट्र गर्दभैयः प्रयाति दिशयां श्या**
**तस्या मरण ।**

જો કુતરો, પાડો, સુઅર, ઉંટ કે ગધેડાપર પોતાને સ્વારી કરેલો જુએ તો શીઘ્ર મૃત્યુ થાય.

**लता कंटकनी वेंशस्तालोवा हृदि जायते**
**यस्या तस्याशु ॥**

સ્વપ્નમા જેના હૃદયમા કાટા ભોકાય યા તાડ કે વાસના ઝાડ ઉગેલા જુએ તો જાણો કે તે યમલોકમા જલદી જવાનો છે

नग्नतव से अशुभल यस्यवन्हि मन चिंषम ।
जिह्वा तैा घृत सिक्तस्य नर्म्न स्यारे सिजायते ॥

જે સ્વપ્નમા શરીરને ઘી ચોપડી નાગો થઈ ચોટલી સિવાય અગ્નિમા હોમે; તો તે જલદી મરવાનો એમ માનો.

चांडालैः सहय पिबेत् स्नेह बहु विधस्वप्नेस नश्यतेः

જે સ્વપ્નમા ચાડાળ સ્ત્રી સાથે ખુબ સ્નેહ કરતા જણાય તો તે પણ મૃત્યુ જલદી પામે.

मान स्वरोष्ट्र वाजी कपि शार्दुल शूकरैः
यस्य प्रेतैः श्रृगालैर्वास मृत्यों वर्तने मरवेः

જેને ગધેડા; ઉંટ; બિલાડી; ઉદર; સિંહ; સુઅર, શિઆળ પર સ્વારી કરેલો સ્વપ્નમા જોઇએ તેને મૃત્યુના દુતો તેડવા આવ્યા છે એમ માનો.

अपूयशष्कुलीनं गध्यावि वुद्धस्ताद्धि
धं वमयन जीवित ।

જેણે સ્વપ્નમાં માલપુવાને પુરી ખાઇ જાગ્યા પછી તરત ઉલટી કરી તે તરતજ મરી જશે.

मूर्धिनवं शलमा दीनां संभवो वयसा तथा ।
मिलयो मुडता का का शृधाधैः परिवारणम् ॥
तथा प्रेत पिशाच स्त्री द्रविडां ध्रग वाशनैः ।

જે સ્વપ્નામા વાસ અને વેલા ઊગેલા જુએ પક્ષીઓના ટોળાં

તથા બોડકો, કાગડો, ગીધપક્ષી. પ્રેત અને પિશાચ સ્ત્રી, દ્રાવિડ, આંધળો, ગોમાસ ખાધેલો દેખે તો તે પણ મૃત્યુ સુચક છે

सगो वेत्रलता वंश तृण कंटक सकरे ।
स्त्रमश्म शयनश्यनं पतनं पांसुमस्यनोः ॥

જો સ્વપ્નમા વેલા ઘાસ વાસ ને કાંટામા ભરાયેલો જણાય ને તેમાથી નીકળવાનું ના મળે અને સ્મશાનમા પડેલો જણાય તથા ભસ્મમા ચોળાયલો દેખાયતો તે સારૂ નહિ તે પણ મૃત્યુ સુચક છે

मज्जनं जलपं काहौ सीत्रेण स्रोत सहर्ता ।
नृत्य वादित्र गीतानि सक्तस्रगवस्त्र धारणमं ॥

પાણી, કાદવમા ડુબવુ, નાચવુ, વગાડવુ ગાવુ, લાલ માળા ગળામા ધારવી. લાલ કપડા પહેરવા એ લક્ષણો પણ મૃત્યુના છે

वयोऽग तृद्धरभ्यगो विवाह श्रम शुक्रमच ।
पक्वात्र स्नेह मधाशा मच्छर्दन विरेचने ॥

શરીરે ઘડપણ, તેલ લગાડવુ, વિવાહ થવો, મુછ મુડાવવી, રાધવુ, સ્નેહપાન કરવુ, મદ્યપાન, ઉલટી અને વિરેચન એ લક્ષણો પણ મૃત્યુકારક છે.

स्नेहाभ्यक्त शरोस्तुकरमव्याल गर्दभैः ।
वराहैर्मपैर्वापि योपाथद्रीक्षण शुखाः ॥

જો સ્વપ્નમા તેલ ચોપડી, ઉટ, સર્પ, ગધેડો, પાડો, સુઅર પર બેસી દક્ષિણ દિશામા જતો જણાયતો મૃત્યુ પાસ માનો

रक्ताम्बर धारण कृष्ण हंसंती मुक्त मूर्द्धज !
थवा कर्षति वृद्धा स्त्री नृत्पन्ती दक्षिण मुखं ॥

જો કાળી સ્ત્રી લાલ કપડા પહેરી ખુલા વાળે દક્ષિણ દિશામાં જતી દેખાય તો મૃત્યુ પાસે છે એમ માનવું.

स्वर्ण लोहयोर्लाभः कलिर्वंध पराजयौ।
उपानद्य गानशश्चा प्रपातः पादचर्मणे ॥

જો સ્વપ્નમા સોનુ કે લોઢુ મળે, યા ક્લેશ થાય, બન્ને પગરખા ગૂમ થાય પગની ચામડી નીકળી જાય તે પણ મૃત્યુના લક્ષણ છે

हर्षोत्रश मक्कुपितैः पितृभिश्चा वमत्सं नम ।
प्रदीप ग्रह नक्षत्र दन्त दैवत चक्षुषाम ॥

જેને સ્વપ્નમા ખુબ હર્ષ કે ખુબ ક્રોધ થાય, ભાઇઓમા લડાઇ થાય, દીવો, ઘર, નક્ષત્ર, દાત, દેવના, નેત્રનુ જવુ વગેરે નાશ દેખાય તો જાણો કે મૃત્યુ પાસે છે

पत्य वा विनाशोच भेदने पर्वस्यच !
कानने रक्त कुसुमे पापकर्म निवेशने ॥

લાલ ફુલની ઘટામા રખડવુ, પાપચારીઓના ઘરમાં જવુ, ચિતા ના ઘોર અધકારમા પ્રવેશ, વાયુમડળમા પ્રવેશ એવા સ્વપ્નો પણ મૃત્યુ સુચક છે

कृष्ण पापो ननाचरा दीर्घ केशन खस्तनी ।
विराम माल्या वसना स्वप्न काली निशामन ॥

જે સ્વપ્નમાં પાપાચરણી કાળી સ્ત્રી, કેશ લાંબા, નખ મોટા, મોટાસ્તન, મલિન માળા, અને મેલા કપડા ધારણ કરેલી જણાય તો તે એકજ રાત્રી છે એમ જાણો.

**रक्त श्वेत वर्ण द्रष्टम जायु पुरुष दिनषट ।**

જે માણસ સ્વપ્નમા લાલ અને સફેદ રંગ જુએ તેની છ દિવસની આયુ બાકી છે એમ માનો.

**विष्ट मूत्र वमन द्रष्टं मानुष जीवित मास नव ।**

જે માણસ સ્વપ્નમા વિષ્ટા, મુત્ર અને ઉલટી કરે તેની ઉમર નવ માસ બાકી છે એમ જાણવુ.

**नग्न स्त्रीय रमन सर्वेन मास षट्नर जीवित ।**

જે માણસ સ્વપ્નમા નાગી સ્ત્રી સાથે રમણ કરે તે છ માસ જીવતો રહે.

**काष्ट शुष्कन द्रश्यते पीतवर्णो मृत्युच ।**

જો સુકાયલા લાકડા પીળા રંગના સ્વપ્નમા જુએ તો તે છ માસ જીવતો રહેશે.

**भस्म लुप्त पक्षदीपं जीवन तस्यो मृत्युच ।**

જે ભસ્મ વલેપો દીવો દેખે તે ત્રણ દહાડા જીવતો રહેશે. અથવા ભસ્મથી લુપ્ત દીવો દેખે તો તે પણ ત્રણ દહાડા પછી મૃત્યુ શૈયાએ પડે

**कृष्ण वर्ण दीर्घ लोमा यस्य नारी द्रश्यते ।**

**अष्ट मासे भोगनाय उरान्ते मृतक ॥**

જો કાળી સ્ત્રી મોટા મોટા વાળવાળી સ્વપ્નામા જણાય તો આઠ માસ જીવવાની આશા રાખવી

**अर्ध रात्री विगत स्वप्न मेष जाचय प्राप्त ।**

**वर्षे रूक न जीवन' अल्पायु यस्या नर ॥**

જો અરધી રાત્રી પછી સ્વપ્નમા મેવો મળવે તેની આયુ એક વર્ષથી ઓછી માનો.

**कुरंग पतंग श्रुगाल दर्शनं आठ मास लक्षण ।**

જો સ્વપ્નમા કુરગ, પતગ અને શિયાળ જુએ તો તે લક્ષણ આઠ માસ જીવવાના છે

જે આદ્રા નક્ષત્રમા રાત્રીના બે વાગે સ્વપ્નમા પોતાને ચદનથી લિપ્ત જુએ તે બે વર્ષ પછી મરે એવો સભવ છે

જે સ્વપ્નમા પોતાને પત્થરનાથી મારતો જુએ તો તેને યમદુત મારી રહ્યા છે એમ જાણવુ

જેને કાનમાથી લોહી પહેલુ સ્વપ્નમા જણાય તેનું જીવન દશ દિવસ બાકી છે, એમ સમજવુ

જેને સ્વપ્નમા સાપ કરડી જાય અને વિષ ન ચઢે તેની ઉમર સાત વર્ષ બાકી રહી માનો.

જેના માથાપર કાગડો બેસી જાય તથા ચકલી શરીરે અડકી જાય તો તેનુ જીવન બે વર્ષ બાકી રહ્યુ છે એમ નિશ્ચય જાણો જો સ્વપ્નામા કોઈ લોઢાના ડડાથી મારતુ જુએ તો તેને યમદુત જાણો ને જીદગી પુરી થઇ છે, સમજો

જે સ્વપ્નમાં વાંદરા પર સવારી કરેલી જણાય ને તે વાંદઈ દરીયા પાર લઈ જાય તો પરલોક વાસ થવાને ત્રણ માસ બાકી છે માનો.

જે સ્વપ્નમાં સાપ મો ફાડી સામો ધસી આવતો જુએ તેનું આયુ ચાર માસ બાકી છે.

જે સ્વપ્નમા ભુત, પ્રેત વગેરે વધારે જુએ અને ભયભીત ચીત્ત થઇ જાય તેની આયુ દોઢ માસ બાકી રહી માનો.

જેને સ્વપ્નમાં વિંછી કરડે અને કીડી ગળામા ઘુસી જાય. બાદ ઉલટી કરે તે તેજ દહાડે મરી જાય.

જે સ્વપ્નમા મદ્યપાન કરી સ્ત્રી સતાપ કરે તેનુ મૃત્યુ પાસે જાણો.

જેના દાત સ્વપ્નમા પોતાની મેળે ગરી જાય અને મુળ નક્ષત્ર ચાલે એવા સ્વપ્નનો જેનાર ત્રણ માસમા મરે છે જે પાણીમા ડુબી બહાર નીકળે તેને પછી કુવા કે તળાવમા પડી રડવા લાગે એવા સ્વપ્ન જેનાર સાત દિવસ જીવે છે.

જે સ્વપ્નમાં કાળા ગધેડાપર સવારી કરેલી જુએ તો જાણો કે યમરાજાએ સવારી મોકલી છે.

**दसम पंक्तिरयखंड सलिस्य मध्यस्थ वुडने ।**
**त्रितिये वर्षेण जीविंते काल ज्ञानी वंधते ॥**

જે સ્વપ્નમાં દાતો ખડિત થાય અને પાણીમા ડુબવા લાગે તેનું જીવન ત્રણ વર્ષ બાકી છે એવું કાળ જ્ઞાનીઓ કહે છે.

अग्नि प्रज्वलित तस्य गृह वसन खंडित खेदनम् ।
यस्य स्वप्नं विठात रात्रौ पुरुष जीवन नौ दिवस' ॥

જે સ્વપ્નમા પોતાના માથે આગ લાગેલી જુએ ફૂટેલા વાસણો નજરે પડે જેને માટે ખેદ કરે એ સ્વપ્ન રાત્રી વીતતા આવ્યુ હોય તેવા માણસનુ જીવન નવ દહાડાજ બાકી છે

सहित नवका क्षितिय पारंजायत यस्यनरः ।
अष्टमासे विगत मृत्यु यस्यमतः पडिताः ॥

જે નદીમા નાવ પર બેસી બીજી પારે જાય એવા માણસને આઠ માસ પછી મૃત્યુ લઈ લે એવો પડિતોનો મત છે

मध्यमांगुली तर्जनी खडितः यदि स्वप्नमः ॥
षट मासा न जीविंते यस्या मुनवर त्रंन्यते ॥

જેના સ્વપ્નમા મધ્યમ, તર્જની આગળી ટૂટી જાય એવા માણસનુ મૃ યુ છ માસમા થાય

सुवर्ण मूत्राणिरजनं तथा प्रत्यक्ष स्वप्नः द्रष्यते ।
दशम मासे विगत काला यस्या नर पाहुना ॥

જે સ્વપ્નમા સોનુ, મુત્ર, મળ ને માટીનો ઢગલો એકજ રૂપ જુએ તેનુ મરણુ દશ માસમા થાય.

हस्त खंडित दशन खंडितां गुलिन चटक्यने ।
भ्रम खेदस्य स्वप्न पुरुषः मृत्यु वर्षे मतिविहः ॥

જેના સ્વપ્નમા હાથ ટૂટી જાય, દાત ટૂટી જાય અને આંગળી

ન અટકવાના ભ્રમમા પડી જાય એવા પુરૂષનુ જીવન એક વર્ષ પણ બાકી નહિ રહે.

कर्ण रक्त प्रवाहंते वार्णी वक्री ज्ञाततौ ।
जीवन नरस्य द्वैमासा तस्यः मृत्यु सन्निकट ॥

જેના કાનમાથી લોહી વહેતુ હોય, જીભ વાકી થઈ હોય એવુ સ્વપ્ન જોનારનુ જીવન બે માસ બાકી માનો.

दक्षिण नासिका स्वासंते चन्द्र सूर्य न द्रश्यते ।
पाक्ष पर्यंत जीवनं आयु नरस्य पूर्णंत ॥

જેનો સ્વર જમણા નાકથી ચાલતો હોય અને સુર્ય ચદ્ર ન દેખાય એવુ સ્વપ્ન જોનાર ૫૬૨ દહાડાનો પરોણો છે

अहोरात्रि वाम नासकाः स्वर प्रज्वलितः ।
एक मास मृत्यु प्राप्तः स्वप्न यस्य स्वेदनम् ॥

જેનો રાત્રીના ડાબો સ્વર ચાલતો હોય અને તે ચાલતા સ્વપ્નમા સ્વપ્ન જણાય એવુ સ્વપ્ન જોનાર એક માસમા સમાપ્ત થશે.

केश स्थलं द्रश्यते तेल मर्दन दृष्टे ।
यस्य मृत्यु त्रितीय मासं स्वप्न षोडश त्रिगतता ॥

જે રાત્રીના સોળમા ચરણમા લામા લાબા વાળ અથવા તેલ લગાવેલા વાળ સ્વપ્નમા જુએ તેનુ ત્રણ માસમા મૃત્યુ થાય.

चरण विग्रह पीडित पाश्वि पीडित स्वप्नः ।
त्रितीय वर्षे मृत्यु प्राप्तः यस्य गुनिया पंडितः ॥

જે સ્વપ્નમા પગની પીડા, લડાઇની પીડા, ને પીઠની પીડા જુએ તે ત્રીજી વર્ષે મૃત્યુ પામે એવો ગુણવાનોનો મત છે.

**पानि स्वानि स्वरः स्वप्न दक्षिणः चढि पैठत ।**
**सप्त मासन जीवित्ते तस्य नर माधवः ॥**

માધવ કહે છે કે જે સ્વપ્નમા કુતરા કે ગધેડાના રથપર બેસી દક્ષિણ દિશામા જાય તે માણસ સાત મહિના જીવશે.

**प्रेतः पिशाचाः द्रष्यंते स्वप्नो पान मदिराः ।**
**षष्टम सत्वर्षे मृत्यु माप्तः यस्य नरस्यः**

જે સ્વપ્નમા પ્રેત, પિશાચની સાથે દારૂપીએ એવો માણસ બીજા આઠ વર્ષ જીવશે

**यस्य स्नान गोत्र शुष्क ललाट शुष्कः कपालः ।**
**स्वप्न मध्यास्थ द्रष्टते जीवित यस्या षट् दिवस ॥**

જે સ્વપ્નામા સ્નાન કરતા કરતા તમામ શરીર સુકાઇ જાય તથા કપાળ ને માથુ એક સાથે સુકાઇ જાય એવો માણસ છ દિવસ જીવશે.

**यामनी चन्द्र नद्रश्यये स्वप्नः मध्यस्थ यस्य नरः ।**
**पक्ष परियत मृत्यु पाहुनः विगत संसार कारणः ॥**

જે માણસ રાત્રીના સ્વપ્નવત બની ચંદ્રમા ન દેખી શકે તેનુ જીવન એક પખવાડિયું બાકી છે

द्रमलता कलपद्रम वन विहाराचय खेदनम् ।
स्वप्न षष्ट चरण द्रंष्टे यस्या मृत्यु सन्निकटः ॥

જે સ્વપ્નના છઠા ચરણમા દ્રમલતા, વૃક્ષ વન વિહાર ખેદ યુક્ત કરે તે માણુસનુ મૃત્યુ પાસે છે.

पर्वंते धूम्र यानि द्रश्यं लष्टका विनजायतेः ।
मानव पठित पीडित जीवनां अधिकासनः ॥

જે સ્વપ્નમા પર્વત પર રથને દેખ્યા વિના લહીયા લઇ ચઢી જાય તેનુ જીવન બહુ ન માનો

कृष्ण वरणां लोहलष्टम करत पीडित मालचा ।
द्रष्ट यस्य यमदूतः जीवन तस्य दश दिवसः ॥

જેને સ્વપ્નમા કાળા રગનો લોઢાનો ડડો મારતો માણુસ નજરે પડે તેને યમદુત જાણો એવા માણુસની જીદગી દશ દિવસ બાકી છે

पठित पेडित द्रश्य स्वप्नः स्वास प्रवाहित श शनै ।
धर्म राजस्य पाहुना सचय मृत्यु ग्रासित षट दिवस ॥

જેની સ્વપ્નામા પીઠ ત્રુટી જાય અને શ્વાસ ધીમે ધીમે ચાલે તે છ દિન પછી ધર્મરાજને ત્યા જશે.

“ કવિત. ”

જો સ્વપ્નમે ચાટે નૌન, તાહિ દેવ વિન રાખે કૌન;
જો સ્વપ્નમે જાય બરાત, મોત હોય કાઉ કી પ્રાત.

સપને મે દેખે જો ધૂપ, તાદિન હોવે મૃત્યુ અનુપ;
સ્વપને મે દેખે જો કોઈ, તાદિન અવશ મરે કોઇ નાઇ
ખડિત સપને દેખે શીશ, કૃપા કરે ઉસદિન જગદીશ,
અર્ધ પ્રહર મે દેખે સપના, મનમે કોટિશ કરે કલ્પના
દ્રષ્ટ પડે પાની મે નાવ, મરે કોઇ બાહ્નિ અસનાવ,
દેખે શ્યામ વર્ણ નર સાત, યમદુતો કે જાવે સાત
દેખે લોહે ચઢે કિસાન, યમદુતા કા હૈ ધમશાન,
લાલ લાલ પહિને જો વસ્ત્ર, લિયે મનુષ્ય દેખે જો શસ્ત્ર
ધર્મ રાજ કે જાનો દુત, મરેવા દિન કો અવધુત,
ચઢો સ્વપ્ન મે આવે શ્વાન, આયો મૃત્યુ લિયે મસાન
ભૂત પ્રેત જો આવે દષ્ટ, વાકી જાને મૌત નિકૃષ્ટ,
જો સ્વપ્ને મે ભોજન કરે, દો દિન બાદ મૌત ધરપરે.
સપને મે જો લખે અગાર, સો જીવે કા વર્ષે ચાર,
સપને મે મારે જો લઠીયા, દેખો યમદુતો હી મઢિયા
ચૌથે પહર લખે જો સપના, પ્રાત કરે મનમાહિ કલ્પના,
સ્વપ્ન વિચારો તજી કર કામ, કહ તે એસે બેની રામ.

જ્યોતિષ શાસ્ત્રાનુસાર મહામૃત્યુ પરિક્ષા.

पंचमस्थो यदा सूर्यस्तयो मदध्वजैर्युतः ।
स्वाभानु भूमि तनयो भवेतां तनुजे थवां ॥
मृत्यु योगं निजानी यात् बाल काम शशयः ।

જો પાચમા સ્થાનમા સુર્ય, રાહુ, શની ને કેતુ સાથે પડેલા હોય, યા રાહુ મગળ સાથે પાચમા સ્થાનમા પડેલો હોય તો મૃત્યુ યોગ સમજવો.

જે માણસના જન્મ કાળના લગ્ન સ્થાનથી આઠમા સ્થાનમા કોઇ ગ્રહ ન પડેલો હોય અને તે આઠમા સ્થાનને કોઇ બળવાન ગ્રહ દેખતો હોય તો તે સ્થાનના હેતુથી તે પ્રાણી મરશે

**सूर्यादिभिर्निधन गैर्तिधन हुताश्च तोया युक्तज्वर ।**

**अमायंज क्रमेण प्क्षुत्तद् कृतांच चरणे परदेश तस्या ॥**

**तत्स यात्स्थिरे स्वदेशे पथि तिद्धमर्शौ ॥**

જો આઠમા સ્થાનમા સુર્ય સ્થિત હોય અગ્નિથી ચદ્રમા બેઠો હોય, જળથી બુધ બેઠો હોય તો તાવથી, ગુરૂ બેઠો હોય તો અજ્ઞાત રોગથી, અને જો શુક્ર સ્થિત હોય તો ભૂખથી, શની આઠમો હોય તો તરસથી મરણુ પામશે

**षष्ठे वादशमे भौमे धने चन्द्रोऽष्टमेर्शानिः ।**

**भगंदरेण रोगेण मृत्युरेवम संशयः ॥**

જન્મ કાળના છઠા કે દશમા સ્થાનમા મગળ પડયો હોય, બીજે ચદ્રમા, આઠમે શની હોય તો તે માણસ ભગદર રોગથી મરે.

**तनो रवि सुताभौमो सूर्य सप्तम गोयदि ।**

**योगेनस्मिन जायते मृत्यु रुध्वा त्यतति निश्चनम् ॥**

જેના જન્મકાળ લગ્નમા શની, મગળ પડયો હોય અને સાતમા સ્થાનમા સુર્ય હોય એ યોગનો જન્મ ધરનાર તેના ઉપર પડી મરશે.

**रविरंगा रकश्चैव चतुर्थ भवनस्थितौ ।**

**दशवें रवि सूंनश्च गजान्मृत्यु संशया ॥**

જે જન્મ કુડલીમા સુર્ય, મગળ ચોથા સ્થાનમા અને દશમે શનિ બેઠો હોય તે હાથી ઉપરથી પડીને મરે

**यदि कूरग्रहो कानौ स्थाना आष्टम पंचमौ ।**

**तस्या बन्धु वशान्मृत्यु निर्दिष्टो मुन पंगयौ ॥**

જે માણસના જન્મ લગ્નમા પાચમુ ને આઠમુ સ્થાન નિકૃષ્ટ ગ્રહથી ચમકતું હોય તેનુ મરણ ભાઇના હાથે થાય એવો મુનિયોનો મત છે

**तनु गोभास्क यस्य ह्रतीयस्थो निशाकरः ।**

**शूलकायामेवत्तस्य मृत्युरेवन संशयाः ॥**

જેના જન્મ લગ્નમા સુર્ય અને બીજા સ્થાનમા ચન્દ્ર બેસો હોય તેનુ મૃત્યુ ફાંસીથી લટકીને થશે

**यस्या जन्मीन जायास्थाश्चंद्रभौमै शनैश्चराः ।**

**जायंते परदारार्थं विनाशस्तस्य निश्चतम् ॥**

જે માણસના જન્માક્ષરમા લગ્નથી સાતમા સ્થાનમા ચદ્ર, મગળ, શનિ પડયા હોય તો તેનુ મૃત્યુ પારકાની સ્ત્રીના હાથથી થાય.

**धर्मस्थाने गते चन्द्रे कर्कराशि धने शनौ ।**

**जन्मो दरणे रोगेण मृत्युरेवन संशय ॥**

જે જન્માક્ષરના નવમા સ્થાનમા ચદ્ર અને કર્ક રાશિના બીજા સ્થાનમા શની પડયો હોય, તો તેનુ મૃત્યુ જલોદર રોગથી થશે.

**षष्टे कूर ग्रहो यत्र नवमो वाष्ट मामदा ।**

**शत्रु मध्यने संदेहो मृत्युदेव न संशयः**

જે જન્માક્ષરના છઠ્ઠા, આઠમા ને નવમા ત્રણે સ્થાનમા ક્રુર ગ્રહ સ્થિત હોય તેનુ મૃત્યુ શત્રુઓના હાથથી થાય

शैलाग्राभिहतस्य सूर्यं कुजयोर्मृत्युः स्वबंधुस्थयोः ।
कूपे मदशशांक भूमिनन यैर्वैन्स्वस्त कर्मस्थिगनै ॥
कन्यायां स्वजनाद्धि भीषण करयो पापग्रहेर्न्दृष्टयो ।
स्यातां यद्गुभयोदये कंसशिनौतये तद् जन्मन् ॥

જેના જન્મકાળમા લગ્નથી ચોથા યા દશમા સ્થાનમા સુર્ય, મગળ પડ્યો હોય, અથવા દશમા સ્થાનમા સુર્ય, ચોથામા મગળ હોય તો તેનુ મૃત્યુ પત્થર વાગવાથી કે પહાડ પરથી પડવાથી થાય.

જો ચોથા સ્થાનમા શની અને સાતમે ચદ્ર, દશમે મગળ પડ્યો હોય તો તેનુ મૃત્યુ કૂવામા પડવાથી થાય.

જેના સુર્ય, ચદ્ર બન્ને કન્યા રાશિમા પડયા હોય અને પાપ ગ્રહ તેને જોતો હોય, તો તેનુ મૃત્યુ કુટુમ્બીના હાથથી થશે

જે માણસના જન્મકાળમા મિથુન, કન્યા અથવા ધન યા મીન એ રાશિઓમાથી કોઇ પણ રાશિ લગ્ન સ્થાનમા હોય અને એ રાશિમા સુર્ય, ચદ્ર બન્ને સ્થિત હોય તો તે પ્રાણી પાણીમા ડૂબીને મરી જાય.

જેના આઠમા સ્થાનમા ચર રાશિયો હોય, તો પરદેશમા જઇને મરે, અચર રાશિવાળો પોતાના વતનમા મરે.

तनौ रवि सुते भौमः अष्टमस्थैश्चर ।
नवमे यस्य लोभान्मृत्युर्न संशयः ॥

જો આઠમા સ્થાનમા શનિ, નવમે ચદ્ર, જન્મ લગ્નમા સુર્ય, પુત્ર ભવનમા મગળ પડ્યો હોય તો લોભથી મૃત્યુ થાય.

दशमों गारको जीव सूर्यश्च यद्वि सप्तमः ।
योगेस्मिन् जायते मृत्यु स्तुरंगान्मान वस्थ च ॥

જો જન્મ લગ્નના દશમા સ્થાનમા મગળ, બ્રહસ્પતિ, સાતમે સુર્ય હોય તે માણુસ ઘોડાપરથી પડીને મરણ પામે

तनो शनी रिपो सूर्यः अस्तेज्ञो दशमे शशि
नवें भूसुतो नूनं मृत्यंवर्मेण वाग्नि ॥

જો જન્મ લગ્નમા શની, છઠે સુર્ય, સાતમે બુધ, દશમે ચદ્ર, નવમે મગળ હોય તે અગ્નિથી બળીને મરે

शस्त्रागन प्रभवः शाशन्य शुभयों मध्यें कुजर्क्षे स्थिते ।

જે માણુસના જન્મકાળમા મેષ અથવા વૃશ્ચિક રાશિમા ચદ્ર પાપગ્રહની વચ્ચે પડયો હોય તેનુ મૃત્યુ હથિયાર કે અગ્નિથી થાય

वेधाद्धी नवमस्थो शुभथोः सौम्यगृहो द्रष्टयोर्दे ।
ष्काणेश्च ससर्प याश निगदेयि छद्र स्थितैर्वेधनात् ॥
कन्यायाम सुभान्वि तेस्त मयगे चन्द्र सिते ।
मषेगे सूर्य लग्न गते च विद्धि मरणं स्त्री हेतुकं मीद्रें ॥

જે માણુસના જન્મ કાળમા પાચમા, નવમાસ્થાનમા બે પાપ ગ્રહ પડયા હોય યા એક પાચમામા અને એક નવમામા પડયો હોય તો તેનુ મૃત્યુ જેલમા અથવા વધસ્થાનમા થાય

જો આઠમા સ્થાનમા પાશયા નિગડ મર્પાદ્દિષ્કા હોય તેમા પાપ ગ્રહ પડયો હોય તો તે માણુસ દ્રેષ્કણુની માફક બધનથી મરે અને જો પાશ દ્રેષ્કાણુ હોય તો ફાંસીથી અને નિગડ દ્રેષ્કાણુ હોય

તો બેડી વગેરેથી અને સર્પ દેષ્કાણ હોય, તો સાપના કરડવાથી મૃત્યુ થાય

જેના સાતમા સ્થાનમા કન્યા રાશિ પાપગ્રહ યુક્ત હોય, ચદ્ર મેશમા, શુક્ર જન્મ સ્થાનમા સૂર્ય બેઠો હોય એવા જન્મકાળ વાળો માણસ તેની સ્ત્રીના હાથથી મરે

**शूलोद्भिन्नतनुः सुखेवीन सुते सूर्येपिवाखे यमेसेक्षीण ।**
**हिमांशुभिश्च युग पत्या पैत्रि कोणाद्यगैः ॥**
**चुवस्थे च रवौविय त्तत्र निजे क्षीगो दुसंत्रीक्षिते काष्टे नाभिहत ।**
**प्रयाति मारण सूर्यात्मजेने क्षिते ॥**

જેના જન્મકાળના લગ્નના ચોથા સ્થાનમા મગળને સૂર્ય પડયા હોય અને દશમા સ્થાનમા શનિ પડ્યો હોય, તો તે પ્રાણીના કરડવાથી કે ઘાથી મરણ પામે

જેના જન્મકાળમા ક્ષીણ અને ચદ્રસહિત પાપ ગૃહ પાચમુ, નવમુ લગ્ન ત્રણ સ્થાનોમા પડે તો તે પણ કરડવાથી કે ઘાથી મરે-

જેના ચોથા સ્થાનમા સુર્ય, દશમા સ્થાનમા મગળ અને ચદ્ર ક્ષીણની તેના પર દૃષ્ટિ હોય એવો માણસ કરડવાથી ઘાથી મરે.

જે માણસના ચોથા સ્થાનમાસુર્ય, દશમા સ્થાનમા મગળ પડયો હોય ને તેના પર શનિની દ્રષ્ટિ પડે તો તે માણસ લાકડાના ઘાથી મરે

જેના જન્મ કાળમા ક્ષીણ ચદ્ર આઠમા સ્થાનમા પડયો હોય અને દશમા સ્થાનમા મગળ અને લગ્ન સ્થાનમા શનિ, સુર્ય ચોથા સ્થાનમા હોય તે માણસ લાકડીઓથી મરે.

જેનો ક્ષીણ ચંદ્ર દશમા સ્થાનમા પડે અને મંગળ નવમે, અને શનિ લગ્નમા, સુર્ય પાચમે જઇ પડે તે માણસ ધુમાડીમા ઘેરાઈ ને મરણ પામે.

જન્મકાળના ચોથા સ્થાનમા મગળ અને સાતમામા સૂર્ય, દશમામા શનિ પડયો હોય તો એવો માણસ પ્રાણી, શસ્ત્ર, અથવા અગ્નિ કે રાજકોપથી મરે છે

અથવા જેના બીજા સ્થાનમા શનિ અને ચોથા સ્થાનમા ચદ્ર, દશમે મગળ પડયો હોય તો તેવો માણસ કીડા પડીને મરી જાય છે

જેના દશમા સ્થાનમા સુર્ય અને ચોથા સ્થાનમા મંગળ પડયો હોય તે સવારીથી પડીને મરે

જેના સાતમા સ્થાનમા મગળ અને જન્મ લગ્નમા શનિ, સુર્ય, અને ચદ્ર ત્રણેય પડયા હોય તે કોઈ યત્ર કે એજીન મશીન વગેરેમા પિલાઇને મરી જાય

જેના તુલા રાશિમા મગળ અને મેષમા શનિ અને કુભ પર ચદ્ર પડયો હોય અને સાતમા સ્થાનમા સુર્ય અને ચોથા સ્થાનમા મગળ હોય તે વિષ્ટામા પડીને મરી જાય

જેની જન્મકુડળીમા ચદ્રમા ક્ષીણ બની મગળ વગર હોય અથવા આઠમા સ્થાનમા શનિ પડયો હોય તો એવો માણસ ગુદા રોગ કે કીડા પડી કે હથિયાર અથવા અગ્નિમા બળીને મરણ પામે.

જેના જન્મ કાળમા મગળ સહિત સૂર્ય સાતમા સ્થાનમા પડયો હોય અને આઠમામા શનિ, ક્ષીણ ચદ્રમા ચોથા સ્થાનમા હોય તે માણસ પક્ષીઓથી મરે

જેના જન્મ લગનમા સુર્ય, પાચમા સ્થાનમા મગળ આઠમે શનિ, નવમે ચદ્ર પડ્યો હોય તે પહાડ ઉપરથી પડી જોકે વિજળી પડવાથી અથવા ભીત પડવાથી દબાઇને મરી જાય

જેના જન્મ કાળમા શુક્રથી ચોથા આઠમા સ્થાનમા પાપ ગ્રહ પડયા હોય તો તેની સ્ત્રી અગ્નિમા બળીને મરે અથવા પાપગ્રહની મધ્યમા શુક્રપડે તો તેની સ્ત્રી ઉપરથી પડીને મરી જાય

જો કોઇ શુક્રને શુભગ્રહ જોતો ન હોય અને શુક્રની સાથે કોઇ શુભ ગ્રહન હોય તો તેની સ્ત્રી ફાસી ખાઇને મરે.

જેના જન્મકાળમા ચદ્ર, આઠમામા મગળ, સાતમે રાહુ, નવમે શનિ, પ્રથમમા ગુરૂ, અને ત્રીજામા શુક્ર, છઠ્ઠામા બુધ ચોથામા પડે તો બાળક પણ મરી જાય.

જેના જન્મ લગ્નથી છઠ્ઠા સ્થાનમા મગળ, રાહુ સાતમામા, ને શનિ આઠમામા પડે તો તે પુરૂષની સ્ત્રી મરે જેના બાળક એવા ગ્રહમા થયા હોય

જેના જન્મ લગ્નમા શનિ અને છઠ્ઠ સ્થાનમા ચદ્ર, સાતમે મગળ પડયા હોય એવા ગ્રહવાળા બાળકનો પિતા જીવતો ન રહે

જેના જન્મ લગ્નના સાતમા સ્થાનમા રાહુ અને છઠે કે આઠમે ચદ્ર શેષ ગ્રહોની પાપ દૃષ્ટિ જો એવા ગ્રહમા જન્મ લે તો જન્મ થતા જ મૃત્યુ થાય.

જેના જન્મ લગ્નમા રાહુ, આઠમે ચદ્ર એવે સમયે જો બાળકનો જન્મ થાય તો જન્મ થતા જ મૃત્યુ થય અને જો જન્મ લગ્ન પર કોઇની કુદૃષ્ટિ હોય તો અપમૃત્યુ જાણો

જો જન્મ લગ્નમા મગળ, આઠમે ગુરૂ જઇને પડે તો બાર વર્ષે મૃત્યુ થાય જો શકર પણ રક્ષણ કરે તો એવા ગ્રહવાળો માણસ બાર વરસ બાદ જીવતો રહેતો નથી

જેના શનિ ક્ષેત્રમા સૂર્ય અને સુર્યના ઘરમા શનિ પડે તો તે બાળકને દેવ રક્ષે તોપણ બાર વર્ષે પછી કોઇ બચાવી શકતું નથી તે બાર વર્ષે મરણ પામે

જેના છઠ્ઠા, આઠમા ને જન્મ લગ્ન સ્થાનમા બુધ પડે તો તે ચોથા વર્ષે શકર સહાય કરે તો પણ ન જીવે.

મગળના ઘરમા ગુરૂ અને છઠ્ઠા આઠમા સ્થાનમા ચદ્ર આવીને પડે તો ઇશ્વર રક્ષા કરે તોપણ આઠ વર્ષેથી વધારે એવા ગ્રહવાળો માણુસ જીવતો નથી

જન્મના દશમા સ્થાનમા અથવા જન્મ લગ્નમા રાહુ હોય તો તે સોળ વર્ષની ઉમરમા મરી જાય

જે સ્ત્રીના જન્મ કાળમા જન્મ લગ્નમા પાપ ગ્રહ હોય તે સાત વર્ષ પછી વિધવા થાય

જો છઠ્ઠે કે આઠમે સ્થાનપર ચદ્રમા હોય તો લગ્નથી આઠ વર્ષ પછી વિધવા થાય

જે સ્ત્રીના જન્મ લગ્નથી સાતમા સ્થાનપર પાપ ગ્રહ હોય, અને ચદ્રના સાતમા સ્થાનમા પાપ ગ્રહ હોય તે લગ્ન પછી થોડા વખ ધવા થાય

જે પાપ ગ્રહની મધ્યમાં ચંદ્ર આવીને પડે તો શસ્ત્રથી મૃત્યુ થાય અને જો મંગળની રાશિપર જઈ ચંદ્ર પડે તો અગ્નિમા બળીને મૃત્યુ થાય

જે સ્ત્રીના જન્મના સાતમા સ્થાનમા સુર્ય હોય, તે સ્ત્રી પતિને તજી દેશે અને જેના સાતમા સ્થાનમા મંગળ હોય, તે બાલ્યાવસ્થામા વિધવા થશે. અને જેના સાતમા સ્થાનમા પાપ ગ્રહ દ્રષ્ટિ કરતો હોય, તે યૌવન કાળમા વિધવા થાય તથા સાતમા સ્થાનમા શનિ હોય તે ઘડપણમા વિધવા થાય

જે સ્ત્રીના જન્મ કાળમા સુર્ય, મંગળ એ દશમા અને ચોથા સ્થાનમા હોય તે સ્ત્રીનું મૃત્યુ પત્થરથી થશે અને જો મંગળ, ચંદ્ર, શનિ પોતાના સ્થાનથી ચોથેથી સાતમે સ્થાન બેઠા હોય તો કુવામાં પડીને મરે અથવા સુર્ય ચંદ્રને પાપ ગ્રહ દેખતા હોય તો બંધયુક્ત ભાઈના હાથથી મરે અને જો સુર્ય ચંદ્ર બન્ને સ્વભાવીક ન હોય તો પાણીમા ડુબી મરે.

જેના લગ્નમા બ્રહસ્પતિ, ચોથા સ્થાને શુક્ર બુધ; દશમા સ્થાને સુર્ય, ત્રીજા સ્થાને શનિ હોય તેવુ આયુષ્ય સો વર્ષનુ જાણવુ

જેના દસમા સ્થાને શુક્ર, બુધ, અગીયારમા રવિ, અને પહેલા ચોથા કે સાતમા ગુરૂ હોય તો તેની ઉમર બસે વર્ષની જાણવી.

જેના દશમા સ્થાનમા ગુરૂ, બુધ, શુક્ર પડે, અને અગીયારમા રવિ, મંગળ પડે તો તેની ઉમર એંસી વર્ષની માનવી



# " સામુદ્રિક શાસ્ત્રાનુસાર મહામૃત્યુપરિક્ષા."

જેના કપાળ પર રેખા ન પડે અને જો એક જ રેખા પડી રહી જાય તેની ઉમર ત્રીસ વર્ષની છે.

જેના કપાળ પર બહુ રેખાઓ પડે તે સૌભાગ્યવાન ને ઘણું લાબુ આયુષ્ય ભોગવનાર જાણો.

જેના કપાળમા બે રેખાઓ પડે તેનું આયુ ચાલીસ વર્ષનુ માનો.

જેની ભ્રકુટિ બરાબર સુઘટિત હોય તેનું આયુષ્ય ઘણુ લાબુ જાણો ને જેની ભ્રકુટિ ત્રિશૂળ આકારની હોય તેની ઉમર પચાસ વર્ષનુ જાણો અને જેની ભ્રકુટિનુ મધ્ય સ્થાન નેત્રો ઉપરથી કરવાથી ન દેખાય તેનુ આયુ છ માનમા પુરૂ થશે

જેની આખો મોટી અને પીળા રંગની હોય તે ચાલીસ વર્ષ જીવે જેની આખો રાતી હોય તે તેત્રીસ વર્ષ અને જેની આખો સફેદ હોય તે એસી વરસ જીવતો રહે

નાની આખોવાળો અલ્પાયુ છે અને મોટી આખોવાળો દીર્ઘાયુ ભોગવનાર છે.

જેનું નાક પોપટ જેવુ તે સો વર્ષ જીવે વાદરા જેવુ નાક હોય તો સાઠ વર્ષ જીવે, ચપટા નાકવાળો વીસ વર્ષ, અને ઉચા નાકવાળો સાડત્રીસ વર્ષ જીવતો રહેશે

કાળા ઓઠવાળો અલ્પાયુ, રાતાવાળો દીર્ઘાયુ અને જેના ઓઠના ઉપર વાળ ઉગે તે જલદી સસાર ત્યાગ કરનારો જાણો

કાળી જીભવાળો ત્રીસ વરસ રાતી જીભવાળો સાઠ વરસ અને જેની જીભ સફેદ રસવગરની થઇ જાય તે છ માસમા મરણ પામે.

જેની દાઢી સરખા હોય તે વીસ વરસમા અને જેની દાઢીમા ખાડો હોય તો સાઠ વરસમા સસાર ત્યાગ કરનાર છે એમ માનો.

જેની ગરદન લાબી હોય તે ચાલીસ વરસમા અને જેની ગરદન મોટી હોય તે પુત્ર વગરનો રહી ત્રીસ વરસમા પરલોક ગામી થાય.

ચીકણા કપાળવાળો દીર્ઘાયુ અને સુકા કપાળવાળો અલ્પાયુ હોય છે

લાબા હાથ કર્ણકાર હોય તે દીર્ઘાયુ અને નાના હાથવાળો અલ્પાયુ હોય છે.

જેની પીઠ ખુબ નમી ગઇ હોય તે પચ્ચીસ વર્ષ, અને જેની પીઠ લાબી, પરોક્ષ હોય તે તેત્રીસ વર્ષ જીવતો રહેશે જેની પીઠે ત્રિકોણકારનુ ચિન્હ પડે તેનુ આયુષ્ય પચાસ વર્ષનુ જાણો

જેના માથાના તાળવામા બહુ વાળ ન હોય તે લાબુ આયુષ્ય ભોગવનાર અને જેને વાળા ઘણા ને મોટા હોય તે થોડા આયુ વાળો, સોનેરી રગના વાળવાળા પણ અલ્પ આયુ ભોગવે છે.

જેના હાથ પર વાળ ઘણા અને કાડા મોટા, માસ વધારે હોય તે બત્રીસ વર્ષ જીવતો રહેશે

કોમળ વાળ વાળો દીર્ઘાયુ છે જેના હાથની અનામિકા આગળી નાની હોય તે સ્ત્રીના હાથથી પરદેશમા સુવાની અવસ્થામા મૃત્યુ પામશે જેના હાથમા માછલીનો આકાર અગુઠા નીચે હોય તે પરસ્ત્રીના હાથે મરણ પામે

જેની છાતી નીચી, માંસયુક્ત મોટી હોય તે પંદર વરસે મરે.

જેના પેટમા દૂટી હાથી રૂપી હોય તે બાર વર્ષની ઉમરે મરે.

જેના ચુતડનો નીચેનો ભાગ ઉંચો હોય તે સિંહથી મરે અને જેનો આગળનો ભાગ ઉંચો હોય તે વાઘરા કે હડકાયા કુતરાથી મરે.

જેના પગના તલીયામા સાપનુ નિશાન હોય તે યુવતીના પ્રથમ ભાગમાજ આ સંસાર છોડી પરલોકવાસી થશે

જેની પિંડલી જાંઘથી કદરૂપી માર્ગમા જાય તે બાર વર્ષની ઉમરે મરે જેના ઘુંટણપર માસ ખુબ હોય તે ત્રીસ વર્ષની ઉમરે મરણ પામે.

જેના અંડકોષનો એક ભાગ વધી ગયો હોય તેનુ મૃત્યુ પાણીમા ડુબવાથી થાય અને જેને એકજ અંડકોશ હોય તો તે આઠ વર્ષની ઉમરે મરણ પામે.

જેના હાથ નાના હોય અને શરીર વધારે હોય તે નવ વર્ષની ઉંમરે મરે

જેના મોઢાની લંબાઇ દાઢીથી માથા સુધીમા તેર આગળ હોય તે અને પહોળાઇ દશ આગળ હોય તે સાઠ વરસે મરણ પામે

જેની ભુજાઓની લંબાઇ, પહોળાઇ ને ઉંચાઇ બરાબર હોય અને શરીરનુ વજન હજાર પલ હોય તે એંસી વરસની ઉમરે સ્વર્ગગામી બને

જેની બાવન આગળ ઉંચાઇ હોય તે સત્તર વર્ષે સુનસાન્ય વનમા મરશે

જેના શરીરની ઉંચાઇ સો આગળ હોય અને શરીરનુ વજન હજાર પળ હોય તે હથિયારથી કે અગ્નિથી સત્તર વર્ષની ઉમરે દેવ સ્થાન પર મરે

જે સ્ત્રીના ઓઠપર વાળ ઉગે અને પગના તળીયા જમીનને ન અડકતા હોય તે યુવાનીમા પતિઘાતીની છે

જે સ્ત્રીની અનામિકા આગળી મોટી હોય તે લગ્ન પછી બે ત્રણ વર્ષે વિધવા થાય

જે સ્ત્રીને વાત કરતા બન્ને ગલમા ખાડા પડે તે યુવાનીમા માતપિતા અને ભાઇનુ મરણ ચાહનારી છે

જે સ્ત્રીના રોમકુપમા ત્રણ વાળ હોય તે પદર વર્ષની ઉમરે વિધવા થાય.

ઉચા સ્તનવાળી સ્ત્રી પતિનો જીવ લગ્ન પછી ત્રીસ વરસે લેશે અને જે સ્ત્રીના સ્તન પેટ સુધી લાબા અને પહોળા વચ્ચે પાતળા હોય તે બાલ્યાવસ્થામા વિધવા થશે

જે સ્ત્રીના પેટપર મોટા વાળ હોય અને ભુજાઓ લાબી દુપ-ળી અને કાંધપર વાળ ન હોય તે બાલ્યાવસ્થામા વિધવા થશે

જે સ્ત્રીના ઓઠનો રગ કાળો હોય તે પચીસ વર્ષની ઉમરે વિધવા થાય.

જે સ્ત્રીના ડાબા પગની કનિષ્ટ આગળી નાની હોય અને જમીનને અડકે નહિ તે લગ્ન પછી તરત વિધવા થાય

જે સ્ત્રી રસ્તે ચાલતા શરીરે થાકી જાય તે વ્યભિચારીણી અને પતિઘાતકી થશે.

જે સ્ત્રીના માથાના વાળ નાના પીળા રંગના હોય અને કપાળ ઉંચુ, થોડુ પહોળુ નીચે નમેલુ હોય તે બાલ્યાવસ્થામા વિધવા થશે.

જે સ્ત્રીની ભ્રકુટિ વાત કરતા ચલિત થાય તે વ્યભિચારી થશે તે બીજા પુરૂષના હાથથી મરશે.

જે સ્ત્રી ચાલવામા ઉતાવળી અને પાછળ લચકાતી ચાલે તે પચીસ વર્ષની ઉમરે વિધવા થઇ પાચ વરસ પછી મરે

જે સ્ત્રી બાર વર્ષની ઉમરે કૃષ્ણ પક્ષની અમાવાસ્યાએ પહેલુ રજોદર્શન પામે તે જુવાનીનો આનંદ નહિ ભોગવે

જે સ્ત્રીનું પ્રથમ રજોદર્શન રવિવાર કે સુક્રવારે થાય તે બત્રીસ વર્ષ આનંદ ભોગવી તે પતિને છોડી પરલોકવાસી થશે અને પાછળ પુત્રીઓ મુકશે

જે સ્ત્રીની કમરમા માસ અધિક હોય અથવા હાથમા ખુબ રેખાઓ હોય પેઢાપર અને ગરદનપર ખુબ વાળ હોય, ગરદન શરી-રના પ્રમાણમા પાતળી હોય તે સ્ત્રી પતિઘાતીની છે. આવા લક્ષણ વાળી સ્ત્રી સાથે લગ્ન કરતા તે માણુમ જલદી પરલોકવાસી થાય છે

જે સ્ત્રીની ગરદન ને કમર ચપટી તથા હોઠ કાળા અને તા-ળવું ધોળા રંગનુ હોય તે સ્ત્રી પતિનું મરણ ઇચ્છનારી હોય છે.

જે સ્ત્રીના કુચમા બહુ અંતર હોય શરીરમા ભમરો હોય તે લગ્ન પછી બે ત્રણ માસમા વિધવા બને,

ભ્રકુટિ ટુટેલી કાંધ અને જાંઘ વાળવાળી સ્ત્રીનો વિવાહ જો મૃગ લક્ષણવાળા પુરૂષ સાથે થાય તો તે પુરૂષ સ્ત્રીનો ઘાત કરશે.

# મર્મભેદીય મહામૃત્યુ પરીક્ષા.

જેનુ ઓજસ કમી થયુ હોય અને આગળની છાય ઉર્દ્ધ હોય મન સદાય દુર્મન રહેતું હોય, સ્ત્રીભોગની ઇચ્છા ન થતી હોય તે એક વર્ષમા પરલોકવાસી થાય

જે માણુસ વગર વિકારે વગર નિમિ-તે શોભા, ઉપચય, ધનનો નાશ કરે છે તે એક વર્ષ પછી જમલોકવાસી થાય છે.

જે માણુસની ભક્તિ, શીલ, સ્મૃતિ, ત્યાગ, બુદ્ધિ અને વગર કારણે બળનો ઉપયોગ એ સર્વનો ત્યાગ કર્યો હોય તે માણુસ છ માસમા પરલોકવાસી બની કુટુમને શોકમા ડુબાડી જાય છે

જેના કપાળમા ખુબ શોક હોય ને તેજસ્વીપણુનુ ન દેખાય તે માણુસ છ માસથા મરણુ પામે

જેના માથાપર ચદ્રમા જેવી વાકી રેખાઓ પુરેપુરી ન હોય, તેનુ આયુષ્ય છ માસમા પુરૂ થશે.

જેના શરીરપર મગના દાણા જેવી ફોલીઓ દેખાય ને દેખાતી બધ થાય તે માણુસ થોડી આયુષ્યવાળો છે ને જલદી મરણુ પામનાર છે

જેનુ કપાળ, મુર્દ્ધા અથવા વાળ ચદ્રમા જેવુ વાકા પડી જાય તે એક માસમા મરણુ પામે.

જે વગર કારણે હસે અને ઘડી ઘડી હોઠ ચાટે અને જેના હાથ પગ ટાઢા પડી જાય, ઉર્દ્ધશ્વાસ ચાલતો હોય તે માણુસ પણુ જલદી મરે

જેના માથામા ગોમય જેવુ મેલ થાય ને ચીકણુ બની ગવા લાગે તે એક માસ સુધી જીવીને મરી જાય.

જે માણસ વગર કારણે પગ હલાવ્યા કરે અથવા ગ્ખડપટી કરે અથવા ખભા હલાવતો દોડે તે પણ જલદી મરનાર છે એમ જાણવુ

જેને સ્નાન, ચદન પછી અથવા ચદન પહેલા શરીર ખુબ સુકાઇ જાય અને સર્વ ગાત્રો ઢીલા પડી જાય તે અર્ધો માસ જીવતો રહે

જે માણસ પથારીમાથી વારવાર ઉઠીને મોહ પ્રાપ્ત થાય તે માણસ સાત દિવસમા પરલોકવાસી બને

જેને પ્રવિલોભથી વ્યાધિ થયો હોય અને ગ્રહણી સમાપ્તિ થઇ હોય તે પદર દિનમા સસાર ત્યાગ કરશે

જે માણસનુ માસ એકત્ર થઇ ગયુ હોય અને હાડકા ચામડીમા દેખાય ખોરાક તજી દે તે વધારેમા વધારે એક માસ જીવે.

**ઇતી શ્રી મહામૃત્યુ પરીક્ષા સપુર્ણમ**

**ૐ શાન્તિ શાન્તિ શાન્તિ**

